# રામેશ્વર અને પાર્વતી

એક,

## હિંદુ સંસારીવાર્તા

અથવા

હિંદુઓમાં ચાલતા એક દુષ્ટ રીવાજનું ચિત્ર દર્શન.

લખનાર,
વૈદ ધીરજરામ. દલપતરામ. સુરતવાળા.

છાપવી પ્રસીદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
[illegible] અમદાવાદ.

# રામેશ્વર

અને

# પાર્વતી



એક,

## હિંદુ સંસારી વાર્તા

અથવા

હિંદુઓમાં ચાલતા એક દુરબટ રીવાજનું
દિગ દર્શન.



લખનાર,
વે: ધીરજરામ. દલપતરામ. સુરતવાળા.



છપાવી પ્રસીદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા અમદાવાદ.



ધી જૉસો પ્રીન્ટીંગ વર્કસ.



# પ્રસ્તાવના.

આ પુસ્તક લખવાનો મુખ્ય, ઉદ્દેશ, એટલોજ છે કે, આપણા હિંદુ લોકોમાં કેટલીક જગ્યાએ, એવું બને છે કે, ઘરનો મુળ પુરૂષ ગુજરી જાય, અને પાછળ શંસાર વ્હેવારથી અંજાણ્યા બાળકોને, તેના સગા વ્હાલા, ચડાવી, તેની પાસે મોટા મોટા, ખરચ, વરાઓ કરાવી, તેનું શરવશ ખરચાઈ જાય, તેની દરકાર રાખ્યા વગર, સગાંઓ પોતાનો સ્વાર્થ સાધી, ને આઘા ખસી જાય છે, જેથી પાછળથી ગુજરનારનાં કુંટબની કેવી માઠી દશા થાય છે, અને તેને પોતના કુંટબ, અથવા, સ્ત્રી, છોકરાંનું પોશણ કરવાને નહી કરવાના કૃત્યો કરવા પડે છે; જેથી તે અધીક દુઃખની પીડામાં ફશાઈ, આખરે, તેની અને તેના સ્ત્રી છોકરાંની જીંદગી ધુળધાણી થઈ જાય છે, માટે જ્યાં સુધી દેશમાંથી, મુવા પાછળ મોટા મોટા ખરચ, વરા કરવાનો રીવાજ નાબુદ થશે નહી, ત્યાં સુધી, હિંદુ સંસારમાં, હજારો કુટુંબ પાયેમાલ થતા, જોવાનો દીવસ દુર જશે નહી, તેમજ અરથ સાઅને આધારે જે પૈસા, ખાવામાં વપરાઇ ગયા, ને પાછા નહી આવતા તેટલી મુડીનો નાસ થયેલો ગણાય છે, જેથી એવી રીતના પૈસા જો બચાવવામાં આવે તો થોડા વખતમાં દેશ સમૃધીવાન થયા વગર રહે નહી.

લી. સેવક.

વૈદ્ય ધીરજરામ દલપતરાંમ.

કર્તા.

# રામેશ્વર અને પાર્વતી.

## એક

## હિંદુ સંસારી વાર્તા.

---

## પ્રકરણ ૧ લું.

---

### રામેશ્વરની માંદગી અને મૃત્યુ.

સુર્યનારાએણ જગતના પ્રવાસ કરી, પરવારીને, પુર્વદિશા માંથી નિકળેલા પશ્ચિમ દીશામાં આવી પહોચવાની તઇ-યારીમાં, પોતાના સારથીને ઘોડા ઉતાવળા હાંકવાની વરદી આપી, પક્ષીઓએ પોતાના બચ્ચાઓને માટે ચારો લઇ પોતાના માળાઓ તરફ આવવા માંડયું, તેવિજ રીતે આખો દીવસ કામ કરી કંટાળી ગયેલા. કારીગરો બજારમાંથી સાક ભાજી લઇને પોતપોતાના ઘર તરફ આવવાની તઇઆરી કરવા માંડી દેવ મંદીરોમાં આરતીઓ થતી હોવાથી ઘંટ અને વાજાના ધ્વનીથી જયાં જોઇએ ત્યાં આણંદ મંગળ વર્તાઇ રહયો હતો, ચંદ્રમાએ પોતાના સારથીને રથ ઉતાવળો હાંકવાની વરદી આપી. અને કહયુ કે, આજે પુર્ણીમા હોવાથી. આપણે વેળાસર નોકરીપર હાજર થવું પડશે. માટે હરણોને ઉતાવળા ચલાવી પુર્વદીશાને મોખરે રથ ઉભો રાખવા સુચ

ચ્યું. ટુંકમાં સુર્યનારાયણ અસ્થ પામ્યા. અને ચંદ્રનો ઉદય થયો, રાત્રીદેવીએ આવી. દીનદેવ પાસે જગતનો ચારજ લ ખાસી લીધો. અને દીનદેવ રાત્રીદેવીને ચારજ સોપી. પોતાને સ્થાનકે ગયા, અને રાત્રીદેવીએ જગત ઉપર બાર કલાકને માટે પોતાનું રાજ્ય સ્થાપ્યુ, અને થોડીવારમાં સઘળે સાંતતા પ્રસરી ગઇ. આખો દીવસ કામ કરી થાકી ગયેલા મનુસ્યો ઉપર જીત મેળવવામાં રાત્રીદેવીને જરાપણ મેહેનત પડી નહિ અને જોતજોતામાં રાતના નવ વાગી ગયા. અને ઘણાં ખરાં મનુસ્યો નિદ્રાદેવીના ખોળામાં માથુ મુકી તેને આધીન થઇ પડયા અને કેટલાક તે તઇયારીમાં હતા. જેથી સઘળે સુન સામ થઇ રહ્યું હતું, આ વખતે ભ્રગુપુરના એક ભવ્ય માહલ્લામાં રત્નેશ્વર ભટના ઘરમાં ગડબડ ચાલતી હતી. આગલી પરશાળના એક ખુણામાં ખાટલા ઉપર એક વૃદ્ધ ડોશો ખાટલામાં સૂતો હતો અને તેની આજુબાજુ બે ત્રણ પુરૂશો અને બે ત્રણ સ્ત્રીઓ બેઠેલાં હતાં, પુરૂષમાંથી એક વૃદ્ધ પુરૂષ બોલ્યો, દવા કોની કરોછો ? તેમાંથી એક જુવાન પુરૂશે જવાબ દીધો, ધીરજરામ વૈદની, ઠીક છે, પેલા વૃદ્ધ પુરૂશે કહ્યું કે પણ કાલ કરતાં મને આજે કંઈ વધારે લાગે છે, જુઓ મણીસંકર કાકા, અંદરથી સ્વાસ જેવું જણાય છે ! એક બીજા પુરૂશે કહ્યું; પેલા વૃધે ડોકી ધુણાવી, અને બોલ્યો, ભાઇ રામેશ્વર; મારા વિચાર પ્રમાણે કોઇ દાકટરને બોલાવો તો સારૂ, કારણ વાત બગડતી જાય છે, ત્યારે વૈદ્યને બોલાવી લાવુ, રામેશ્વરે પુછ્યું, ડાકટરને લાવો તો સારૂ. કારણ વૈદની દવાથી કંઇ આરામ દેખાતો નથી. પેલા વૃધ્ધે જવાબ દીધો. છેલ્લી વખતે આતુળ સન્યાસ આપવું જોઇયે. તેને બદલે ડાકટરની દવા કરવાની સલાહ આપોછો એમને તો ઠીક નથી લાગતું, પછી તો રામેશ્વરભાઇની જેવી મરજી એક બીજા પુરૂશે પેલા વૃધ્ધ માણસને કહ્યું નાના સંન્યાસ

કેવું, પેલા બીજા પુરૂશના કાનમાં વ્રદ્ધ માણુશે કહ્યું ભાઈ સંન્યાસીની વાત સામા કરોછો, સંન્યાસ લઇને મરી જસે, તો ક્રીયા ખરચ નહી થાય, આપણે સા માટે પાંચ દીવસ મીસ્ટાનના મુકવા જોઈએ. ત્રીજા પુરૂશે ડોકી ધુણાવી, નાના બીજું કંઈ નહી. તમારી નજરમાં આવે તો ડાકટરને લાવો, નહીતો તમે જે વઇદની દવા કરતા હો. તેને બોલાવીને બતાવો, કારણ ઘડીએ ઘડીએ ચીન બદલાતાં જાય છે. ત્યારે જરા મેહેરબાની કરીને તમેજ ધીરજરાંમ વઇદને બોલાવી લાવો ? રામેશ્વરે પેલા ત્રીજા પુરૂષને કહ્યું. લાવોની તેમાં શું, હું જાઉ, ( જઇને વઇદને લાવે છે ) રામેશ્વર, વઇદરાજ જરા બરાબર તપાસીને જેવું હોય તેવું કેજો, અને મેહેરબાની કરીને દવા જરા સારી આપો; તમારો આભાર હું ભુલનાર નથી, નાના, તેનું કંઈ નહી, વઈદે જવાબ દીધો, જરા કામ વંઠી ગયુ છે, પણ તેની ફીકર નહી, આ પડીકુ આપુ છું તે મધ સાથે ચટાડીદો, અને સવારે હકીકત કાવજો, કેમ વઇદરાજ તમને નાડીમાં કેમ દેખાય છે, મને તો સ્વાસ જેવું લાગે છે, પેલા વ્રધ્ધ પુરૂશે વઇદને પુછયું, જુઓની મણીશંકરભાઇ તમેતો વ્રધ્ધ છો એટલે તમને અનુભવ વધારે કામ તો નવાણું ટકાના જોખમનું છે. પછી તો એમના આવરદા, હમે કંઇ પરમેશ્વરના દીકરા નથી. વઈદે ધીરે રહીને જવાબ દીધો મને પણ એમજ લાગે છે, પેલા વ્રધ્ધે કહ્યું આજની રાત એમને વિલા મુકશો નહિ, એમ કહીને વઇદ ગયા, અને જેમ જેમ રાત જતી ગઇ તેમ તેમ રત્નેશ્વર ડોશાની માંદગી વધતી ગઈ, સ્વાસ એક દમ ઉપડી આવ્યો, બોલાતું બંધ થયુ, હાથ પગે સીત વ્યાપી ગયાં. જીભ કાળી પડી ગઈ, આંખ રાતી હીંગલોક જેવી થઇ ગઈ, વિગેરે મ્રત્યૂ વખતના સઘળા ચીન્હો ભરાઇ ગયાં રામેશ્વરે પોતાની શક્તિ મુજબ પુન્ય કરાવ્યુ, અને ડોશાને ખાટલામાંથી પથારીમાં સુવાડયા. સગા વાહાલાઓથી ઘર ભરાઈ ગયુ.

કોઈ જવ તલ લેવા દોડયું તો કોઈ ગંગાજળની ગોઠવણુમાં રોકાયુ, તો વળી કોઈ ગાયનું છાણુ અને દરભ લેવા ગયું, એક વરધ પુરૂષ તો ડોશાની નાડ પકડીને બેઠો હતો તે બોલ્યો. પાણી ઉનુ મુકેલુ છેકે, જો નહિ મુકયું હોય તો તાકીદ ચુલો સળગાવી મુકીદો, પાણી તો કયારનુ મુકેલું છે કાકાજી, એક તરૂણુ સ્ત્રીએ જવાબ દીધો, રામેશ્વરનું અંતઃકરણ પીતાની છેલ્લી ઘડી જોઈને રડવા લાગ્યુ પણ મનને દૃઢ કરી ને કામકાજ કરતો કારણુ તે સમજુ હતો. કે જો હુ રડીશ તો મારામાં કામ કરવાની શકિત રહેશે નહિ. કારણુ ઘરમાં હવે સઘળો બોજો પોતાનેજ માથે આવી પડવાની તઈયારી હતી, તેથી તે હિમંત રાખી પીતાની આ છેલ્લી વખતની સેવામાં સાવધાન રહયો હતો. પેલો વૃધ્ધ પુરૂષ જે હાથમાં રત્નેશ્વર ડોસાની નાડ પકડીને બેઠો હતો. તે બોલ્યો, હાથમાંથી નાડ ખસી, હવે વધારે વાર લાગે તેમ નથી. લો ચાલો નવડાવો, એટલે બે ત્રણુ માણુશો એમ લી ડોસાને ઉચકી ચોકમાં લીધા અને નવડાવ્યા, એટલે રત્નેશ્વર ડોસાનો અમર આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરી તે જગનિંતા પરમકૃપાળુ પીતાની હજુરમાં દોડી ગયો, આ વખતે રામેશ્વરથી મોટેથી રડી દેવાયુ, કારણુ પોતાની નાની ઉમરમાંથી તેના પીતાએજ ઉછેરી મોટો કરયો હતો. એટલે મા, નાનપણુથી મૃત્યુ પામેલી હોવાથી, માતાનો જેવા અચળ્ય પ્રેમ, તેપણુ તેણે પોતાના પીતાથીજ અનુભવ્યો હતો, જેથી આ વખતે રામેશ્વરને, એ બન્ને પ્રેમ સાથે યાદ આવ્યા, જેથી રડવાને ઘણુએ દબાવવા ગયો. પણુ અંતે રહી શકાયુ નહિ જેથી મોટેથી ઓ મારા બાપરે કરીને રડી પડયો, તેનુ જોઈને તેની સ્ત્રીથી પણુ રહી શકાયુ નહિ. તેમજ આજુબાજુના સગા વાહાલા પણુ પેત પોતાનાને સંભારીને રડવા લાગ્યાં, આ વખતે રાતના લગભગ બે વાગી ગયા હતા. જેથી સઘળે સાંન્તી હોવાથી આ રડારોળનો સ્વર લગ

ભાગ આખા ગામમાં પસરી ગયો. અને કેટલાક લોક નિદ્રા માંથી જાગી ઉઠયા. સવારનુ પોહોર થતાંજ સબને અંતે ષ્ટી ક્રીયા કરવાને નર્મદા નદીને કીનારે લઇ જવામાં આવ્યું જ્યાં વિધીયુકત ક્રીયા કરી સબને અગ્નીદાહ દેવામા આવ્યો, અને બધા નર્મદામાં નાહીને પોત પોતાને ઘેર ગયા; રામેશ્વર પણ ઘેર આવ્યો. હવે ઘરમાં રામેશ્વર, અને તેની સ્ત્રી પાર્વતી અને એક ચાર પાંચ વરસનો છોકરો, એ ત્રણ શોવાય સૌ સૌને ઘેર ગયા. અને રામેશ્વર બીજે દીવસ થી હવે ડોસાનો ક્રીયા ખરચ કેવી રીતે કરવો તેની ફી કરમાં પડયો. ઘરમાં તો રાંધવાના વાસણ અને પેહેરવાના કપડા સીવાય, બીજુ કશું હતુંજ નહિ, તેમજ આજદીન સુધીમાં રામેશ્વર એક પાઇ પણ કમાવા શીખ્યો નોહોતો, એટલે તેની પાસે પોતાની કમાઇમાંનુ પણ કશુ હતું નહી, માત્ર સ્ત્રી પાસે ૪૦ ૫૦ ના દાગીના અને રેહેવાનું ઘર એ પોતીકું હતું પરંતુ તેની જે કીંમત અંકાતી તેટલી રકમમાં પોતાના પીતાનો ક્રીયા ખરચ થઇ શકે એમ નહોતું, જેથી તે ઘણુંજ મુઝાવા લાગ્યો, તેની સ્ત્રીએ મુજવણ જાણી અને કહ્યું, સ્વામીનાથ, તમે ગભરાશો નહી, આ મારી પાસે જે દાગીના છે, તેની જો જરૂર પડે તો લેજો, અને તમારા પીતાની ક્રીયા કરજો, હુ હાલમાં જણુશો નહી પેહેરૂ. આ વાત સાંભળી રામેશ્વરને જરા હિમ્મત આવી. અને કહયુ ઠીક છે, જો જરૂર પડસે તો એ લઇશ. મારૂ ચાલશે ત્યાં સુધી તો હું બાહારોબાર વળ કરીશ. અને જો બીજી ગોઠવણ નહી બનસે તો પછી તારી જણુશો લઇશ, હાલ તો મણીસંકર કાકાને પુછું છું કે તેઓ કંઇ મદદ કરવા હા પાડે છે, પછી તો જે થાય તે ખરૂ ન્યાતનો ધારો છે, જેથી કંઈ છુટકો થવાનો હતો. ન્યાતવાળા તો કેહેશે કે, ઘર વેચ, દાગીના વેચ, વાસણ વેચ, પણ હમને જમાડ અને નહી જમાડે તો ન્યાત બાહાર મુકે. જેથી ગમે તેમ કરીને પણ આપણે ક્રીયા તો કરવીજ પડશે

અને વળી તે જો એક બે દિવસ હોયતો જાણુ ઠીક છે, પાંચ સાંચ દીવસ સુધી અને વલી તેમાં ઓછામાં ઓછા બે દીવસ તો ઉપર ઘી પીરસવું જ પડશે, આવો જુલમ તો બીજા કોઈ બ્રાહ્મણની ન્યાતમાં જોવામાં આવતો નથી. માટે આ પણે પણ ન્યાતના ધારાને અનુસરીને કરવુંજ પડશે. પછી જે થાય તે ખરૂં.

---

## પ્રકરણ ૨ જુ.

## રત્નેશ્વરની ઉ-તર ક્રીયા.

રત્નેશ્વરને મુવાને આજે આઠ દસ દીવસ પુરા થયા. સગાવહાલાઓ દરરોજ સવાર સાંજ રડવા કુટવા આવતા, તેઓએ માહોમાહે વાત કરવા માંડી કે હજુ તો કંઈ ઠેકાણું નથી. આજ આઠ દહાડા તો થયા, તો પણ હજુ સીધુ સામાન આવ્યા નથી. ક્રીયા થસે કે નહી. એવી રીતે સગા વહાવાની સ્ત્રીઓ તેમજ નાતની સ્ત્રીઓ માંહોમાંય વાત કરતી હતી, તેમાંથી એક બોલી, અલી પાર્વતી વહુ હજુ કંઈ સીધુ સામાન મંગાવ્યુ કે નહી, આજ આઠ દીવસ તો પુરા થયા અને સવારનું પોહોર થશે કે નવ, અને પરમ દાહાડે દશા, ત્યારે પછી વીણવા ચુંઢવાનું કયારે થશે, તમે કોછો તે ખરી વાત છે' દેવકોર કાકાજી, તમારા ભત્રીજાને મેંતો બે ત્રણ દીવસથી કેવા માંડયું છે, પણ તે કેછે કે મણીસંકર કાકા ગામ ગયા છે, તે આવે તો સુજ પડે, તેતો કાલના આવ્યા છે. દેવકોર બોલી, કયાં ગયો રામેશ્વર, આરહયો કાકી, શું કોહોછો. રામેશ્વર બોલ્યો, તારા કાકા તો કાલના ગામથી આવ્યા છે, તારે મલવું હોય તો જા હવ ડાં ઘરમાંજ બેઠા છે, દેવકોરે કહયુ, ત્યારે હું પણ એમની

નીજ વાટ જોતો હતો. આ ચાલ્યો, ( રામેશ્વર જાય છે ) કેમ કાકા શું કરો છો, ગામથી કયારે આવ્યા, હુતો તમારી વાટજ જોયા કરશું. અને તો દેવકોર કાકીએ હવડાંજ કહ્યું કે તારા કાકા આવ્યા છે, રામેશ્વરે ચલાવ્યુ, હવે મારે કેમ કરવું, હુતો કશી વાતમાં સમજતો નથી. માટે તમે જેવી સલાહ આપશો. તેવી રીતે ચાલીસ હવે મારે તમારા સીવાય બીજા કોઇનો પણ આશરો નથી, માટે હવે આપણે ક્રીયાખરચ કેવી રીતે કરવો, તે કરતાં આસરે કેટલાક રૂપીઆ જોઈશું, ક્રીયામાં જમણ શું કરશું, તે સઘલી બાબતનો વિચાર કરવાનો છે, તેમજ મારી પાસે પૈશા બીલકુલ નથી. તેનો પણ વિચાર કરવાનો છે, જો ભાઈ, રામ મણીશંકર બોલ્યા ક્રીયાખ્ખરચ તો જરૂર કરવો પડશે, આપણી ન્યાતના ધારા પ્રમાણે પાંચ ન્યાત જમાડયા વગર તે! છુટકોજ નહી, અને વધારે કરવી. એ તો સ-તાની વાત છે, પણ અગીયારમું, બારમુ, તેરમુ, ને વરસી એ ચાર, અને પાંચમી દરોની નાત એટલી તો કર્યા વગર ચાલેજ નહિ, તેમાં અગીયારમાને દીવસે, ખીર રોટલી ને છુટાં ઘી, અને બારમાંમાં જમણ તો એનું એજ પણ કરવાં પડસે. તેમજ તેરમાને દિવસે એમની ઉમ્મરના પ્રમાંણમાં જોઈએ તો માવાની ઘારી ને દુધપાક, પણ મગજ કરસે તો ચાલશે, અને વરસીની ન્યાતમાં, તો લાડું દુધપાક વગર છુટકોજ નહિ અને દરોમાંતો, આપણામાં ધારો છે કે, વધારામાં વડાં દળપુરીને ભજીયાં, એ પ્રમાણે ઓછામાં ઓછું કરવું પડસે, માટે એ પ્રમાણે સોદા સલુખ લાવવા માંડો. કારણ હવે દીવસ ટુંકા રહયા માટે પાછળથી દોડાદોડ કરવી પડસે રામેશ્વર અત્યાર સૂધી બેઠો બેઠો સાંભળ્યાં કરતો હતો. તે બોલ્યો, એતો સઘલું ખરૂ છે, પણ એ બધુ મારે શામાંથી કરવું, મારી પાસે તો એક પાઇ પણ નથી. તેમજ મારા પીતા પણ કશુ મુકી ગયા નથી. માત્ર મારી પાસે ઘરમાં રાંધવાખાવાના વાશણ અને પેહેરવાના લુગડા, અને રેહેવાનું

ઘર એ સીવાય બીજુ કશુ નથી, હવે તમોકો તેમ કરૂ, ત્યા રે શું તારે તારા બાપનો દહાડોપાણી કરવો નથી, મણીશં કરે જરા ક્રોધ યુકત ચેહેરે બોલવા માંડયુ, શું લોકોને ત્યાં જંબા જતાં સારૂં લાગે છે, અને કરવાનું આવ્યું ત્યારે તું કહે છે કે મારી પાસે પઈશા નથી, તેમાં ન્યાતને શું, ગમેતો ચાર ટકાને વ્યાજે લાવો, ગમે નો ઘરબાહાર વેચો, વાસણ વેચો, લુગડાં, વેચો, પણ માથે આવેલો ખરચ કરવા વગર તે ચાલતું હશે, શું તારે લીધે ન્યાત જાતમાં હમે મેણાં ખાઈયે કે, પણ કાકા હું કયાં કરવાની ના કહુ છું, તમે અમસ્થા ગુસ્સો શું કરવા કરોછો, રમેશ્વરે ધીરેથી કહયું, હુતો કહુ છુ કે મારે હવે કેમ કરવું, તેનો કંઈ રસ્તો બતાવો, મારી પાસે પુંજીમાં તો ફકત આ એક ઘર સીવાય, બીજુ કંઈ ન થી, તે વાત તો મેં તમને આગળથીજ કહી દીધી, ઘરના તે કેટલા રૂપીયા આવવાના હતા, મણીશંકરે ધીરેથી કહયું, ક્રીયાખરચમાં ઓછામાં પાનસો રૂપીયા જોઈશું, અને ઘરના તો બહુ આવશે તો, ચારસો, એથી તો વધારે કદી આવનાર નથી, તોએ સો રૂપીયા ખુટે તેનુ શું કરવૂં, વાશણ કુશણ માંથી એટલા ઉપજશે; રામેશ્વરને પુછ્યું, વાસણ કુસણ વે ચી નાખું ત્યારે પછી ઘરમાં વાપરૂ શું ? માટે તમે કોઇને ત્યાં થી સો રૂપીયા મને ખાતા ઉપર અપાવો, હું ધીરે ધીરે કમા ઈને ભરીશ, એ વાત તો ખરીજ ? પણ આજના વખતમાં ખા તા ઉપર વગર અવેજે રૂપીયા કોણ ધીરે છે, મણીશંકરે ચ- લાવ્યું, જો ભાઇ મારે તારા બાપ સાથે ઘણી ઘાડી ગીન્નતા હતી; તેમજ તુપણ મારે કંઇ લોક નથી, જેથી તમારી આંબ રૂ જાય તે મારી જાય, માટે મારે કર્યા વગર છુટકો થતો નથી, પણ તારે તારૂં ઘર, તથા ઘરમાંનો તમામ સામાન તે મજ દરદાગીના જે હોય તે સઘલું લખી આપવુ પડસે જો એ પ્રમાણે કરવાની તારી મરજી હોય તો ક્રીયાખરચમાં જે ખરચ થશે તે સઘળો હું કરીશ, અને મને તું તે રકમ

થોડા વખતમાં પાછી આપી દેશે તો હું તને તારૂ સઘળું પા-
છુ આપીશ અને જો નહિ આપે તો તારે અને તારી સ્ત્રીએ
પેહેરેલા લુગડાભેર ઘરમાંથી નિકળી જવું પડસે, જો કબુલ
હોય તો દસ્તાવેજ કરી આપ નહોતો તારી મરજી, તમે જે
મ કો તેમ કરી આપવાને તઈયાર છું પણ આટલું કામ
તમે ઉભા રહીને મને કરી આપો. કારણ હું એ વાતથી
તદન અંજાણ્યો છું, રામેશ્વરે ધીરે રહીને જવાબ દીધો;
જા તારે સ્ટાપનો કાગળ લઇ આવ, અને પેલા મગનલાલ
મુખત્યારને બોલાવતો આવ, કે દસ્તાવેજ લખાઈ જાય તો
પછી આપણે બન્નેજણા બજારમાં જઈને જે શોદા જોઇયે
તે લઇ આવીયે, મણીશંકરે કહ્યુ મેં મગનલાલ મુખત્યારનુ
ઘર નથી જોયું, કાકા, તે કયાં રહે છે. રામેશ્વરે પુછ્યુ
આપણી ન્યાતના ભુદર પંડયાના ઘરની સામેજ મગનલાલ
મુખત્યાર રહે છે, મણીશંકરે નિશાની આપી; [ રામેશ્વર
મગનલાલને તેડી લાવ્યો અને દસ્તાવેજ લખાયો તેના ઉ
પર સહી કરી ] દસ્તાવેજ ઠેકાણે મુકી. મણીશંકરે લુગડાં
પહેરયાં અને રામેશ્વરને ઘેર આવી નાતના પાંચ દસ મા-
ણસોને ભેગા કરી સોદા લાવવાની ટીપ તઈયાર કરી. અને
બજારમાં જઇ સોદા લાવ્યા ઘરમાં બૈરાઓએ વિણવા ચુ-
ટવાનું કામ ધમધોકાર કરવા માંડયું અને સઘળો સરશામા
ન તઈયાર થયો, એટલામાં ત્રણ દીવસ જતા રહયા અને
રત્નેશ્વરનું એકાદશા આવી પોચ્યું, ન્યાતના ગોરને બોલા-
વી નોતરા દેવડાવવાની ગોઠવણ કરી અને રસોઈયા આવ્યા
તેને મણીશંકર કાકાએ જે પ્રમાણે કહયું તે પ્રમાણે સીધુ
સામાન કાઢી આપ્યો, અને રામેશ્વર એકાદશાનું સરાધ ક
રવાને નર્મદા ઉપર દશાસમીધને ઓવારે ગયો; ઘરમાં સ
ઘલી ગોઠવણ મણીશંકર કાકા કરતા હતા, ન્યાતના લોકો
બપોરે શાક સમારવા આવ્યા, તેની પાસે બેસીને મણીશં
કર કાકા હાથમાં તપખીરની દાબડી લઇ તડાકા મારતા હતા
શાક સુધારવા આવેલા ન્યાતિલાઓ શાક સુધારી રહ્યાં, સૌને

ર ગયા, સાંજ પડી એટલે ન્યાતના લોકો જમવા આવ્યા. અને સારી રીતે જમીને સૌ સૌને ઘેર ગયા, આવીજ રીતે પાંચ દીવસ સુધી રત્નેશ્વર ભટની ઉત્તર ક્રીયા થઇ, સગાવહાલાઓ પોતપોતાને ઘેર ગયા, હવે ઘરમાં, રામેશ્વર, અને તેની સ્ત્રી પાર્વતી તેમજ એક ચાર પાંચ વરસનો ઇશ્વરલાલ નામનો છોકરો, એ ત્રણજણ શીવાય કોઈ રહ્યું નહિ, હવે રામેશ્વર વિચાર કરવા લાગ્યો. કે પીતાના રૂણમાંથી મુકત થયો, પણ હવે કુંટુંબનું પોષણ કેવી રીતે કરવું, આજ દીવસ સુધી તો કશો ધંધો રોજગાર કરયો નથી. પણ હવે જો બેસી રહીશુ તો ત્રણ જણનું પુર શેમાંથી થશે અને મણીશંકર કાકાનું દેવુ કેવી રીતે અપાશે આ વિચારમાં ને વિચારમાં તે ઘણોજ મુઝાવા લાગ્યો, હવે શું કરવું તેની બીલકુલ સમજણ પડે નહિ.

અને દરરોજ નવા નવા વિચાર કરવા લાગ્યો શું ધંધો કરવો શામાથી રોટલા ખાવા. દેવું શી રીતે આપવું, વિગેરે હજારો જાતના તરંગ રામેશ્વરના મનમાં ઉછળવા લાગ્યા, અંતે તેણે ઠરાવ કીધો કે મણીશંકર કાકાને પુછવુ અને તે જે સલાહ આપે તે પ્રમાણે વરતવું એવો વિચાર કરી લુગડા પહેરી મણીશંકર કાકાના ઘર તરફ જવા નિકળ્યો.

---

## પ્રકરણ ૩ જું.



## પાર્વતિનો સંસાર.

પાર્વતિના માબાપ તેની બાલ્યા વસ્તામાં ગુજરી ગયેલાં હોવાથી પાર્વતિના લગ્ન તેના એક પીતરાઈ કાકાએ રામેશ્વર સાથે કીધા હતાં, અને થોડા દિવસ છવી તેપણ મૃત્યુ પામી ગયો હતો, એટલે બિચારી પાર્વતિને પીયેરમાં કોઈ

સગું વ્હાલું હતું નહીં, જેથી તે પરણ્યા પછી સાસરામાંજ રહેતી આસરે આવ્યાને તેને આજે લગભગ આઠ નવ વર્ષ થઇ ગયાં છે. કારણ પાર્વતિનું લગ્ન તેના પીતરાઇ કાકાએ અગીયાર વરશે કીધું હતું અને ત્યારથી તે સાસરામાં આવી રહી હતી. આજે પાર્વતિની ઉમ્મર લગભગ ૨૧ વર્ષની થવા આવી છે, જેથી નાનપણથીજ તેની પ્રીતી રામેશ્વર સાથે ઘણી ઘાડી બંધાઇ ગઇ હતી; તેમજ રામેશ્વરની પણ પ્રીતી પાર્વતિ સાથે ઘણી હતી, કારણ તેને પણ તેની મા નાનપણમાં મુકીને ગુજરી ગઇ હતી; જેથી ઘરનું ઘણું ખરૂ કામ કાજ રામેશ્વરના પીતા એક સરાફને ત્યાં ગુમાસ્તા ગીરી કરતા હતા; જેથી તેને હમેશાં વેલા ઉઠીને શેઠને ઘેર જવુ પડતું, જેથી ઘર ધંધો સઘળો રામેશ્વરને કરવો પડતો, પણ જયારથી પારવતી સાથે તેના પીતાએ લગ્ન કીધાં અને પારવતી આવીને ઘરમાં રહી ત્યારથી રામેશ્વરને, ઘરની પંચાતી મટી હતી, ઘરમાં બંન્નેની વય નાની હોવાથી હમેશાં હાસ્ય વિનોદ કરતાં કારણ રામેશ્વર હમેશાં ઘરમાંજ રહેતો, અને તેના પીતાને એકનો એક હોવાથી કોઇ દીવસ કશું કહેતાં નહોતા ઘરનો ખરચ રત્નેશ્વરની કમાઈ ઉપર જેમ તેમ કરીને નિભવતો હતો, કારણ રામેશ્વરના પીતા પાસે જે કંઈ પુંજી હતી. તે રામેશ્વરના લગ્નમાં ખરચાઇ ગઈ હતી. તેથી તે જે કમાતો તેના ઉપરજ ગુજરાન ચાલતું, પારવતી પણ સુશીલ સ્ત્રી હોવાથી પોતાનો ઘર સંસાર ઘણોજ કરકસરથી ચલાવતી અને બીજા લોકને પોતાના ઘરની કેવી રતીતી છે. તે જાણવા દેતી નહી, કેટલીકવાર પોતાના પતી રામેશ્વરને કહેતી કે, જો તમે કંઈ ધંધો રોજગાર કરોતો શારૂં કારણ સસરાજીની કમાઈથી આપણું જોઇએ તેવી રીતે ગુજરાન ચાલી શકતું નથી, તેમજ કાલ ઉઠીને આપણો ઇશ્વરલાલ, મોટો થશે. તો આપણે જનોઇ શામાંથી દઇશું, વિગેરે બાબત રામેશ્વરને માઠું નહી લાગે એવી રીતે કહેતી, તેનો જવાબ રામેશ્વર એટલોજ દેતો

કે, હા હું એજ વિચારમાં છું, થોડા દીવસ પછી ફલાણો ધંધો કરવો છે, વિગેરે કહીને પારવતીને શાંત કરતો આવી રીતે પારવતીનો શંસાર ચાલતો હતો, તેવામાં રત્નેશ્વરને એકાએક માંદગી આવવાથી, રામેશ્વર તેની સારવારમાં રોકાયો અને રતનેશ્વરના સેઠને ત્યાં તેનો જે પગાર ચડેલો હતો, તે તેના મંદવાડમાં ખરચવાને સારુ રામેશ્વર ચુકવી લાવ્યો હતો, તેમજ રતનેશ્વરે ઘરમાં કર કશર કરીને જે પાંચ પચીસ રૂપીઆ બચાવ્યા હતા, તેમાંથી પણ ઘણા રૂપીયા, મંદવાડમાં ખરચાઈ ગયા હતા, અને જે બાકી રહયા હતા તે રામેશ્વરે, ડોશાને પુન કરાવી દીધા. આવી રીતે રત્નેશ્વરનું જે કંઈ હતું તે મંદવાડમાં અને પુનદાનમાં ખરચાઈ ગયેલું હોવાથી રતનેશ્વરના મરણ વખતે જે કંઇ ખરચ જોઇએ, તેને સારૂ પારવતીનાં નાકની વાળી ગીરો મુકીને દશ રૂપીયા રામેશ્વરને લાવવાની જરૂર પડી હતી, અને મરણ બાદની સઘળી ક્રિયાતો મણીશંકરના રૂપીઆમાંથી થઈ હતી, ક્રિયા સમાપ્ત થયા પછી એક દીવસ રામેશ્વરને ઉદાસ થઇને બેઠેલો જોઇ પારવતીએ પુછયું કેમ આજે કંઇ ઉદાશ દેખાવોછો. ના કંઈ નહી, રામેશ્વરે ધીરેથી જવાબ આપ્યો ત્યારે હવે તમે શું વિચાર કીધો, ગમે તે પણ ધંધો કરયા વગર કંઇ છુટકો છે, રોટલા શામાંથી ખાઇશું ? પારવતીએ

રામેશ્વરને કહયું હું પણ એજ વિચારમાંછું કે હવે શું કરવું, શામાંથી કમાવું દેવું કેવી રીતે આપવું અને રોટલા શામાંથી ખાવા, રામેશ્વરે જવાબ દીધો, ત્યારે ગામમાં કોઇને મળો અને કંઈ ધંધાની તપાસ કરો, નહીતો પછી તમારા બાપના શેઠને ત્યાં જઇને કહો, એટલે તે કંઇ પણ ગોઠવણ કરી આપશે પાર્વતીએ રામેશ્વરને સલાહ આપતાં કહયું ચાલ ત્યારે રશોઈ કરી નાંખ, એટલે હું જમીને પછી બાહાર જાઉ, અને પ્રથમથી મણીશંકર કાકાને મળુ જો તે કંઇ ધંધો બતાવે તો તેમ નહીતો પછી કંઇ બીજી તજવીજ કરૂં, રામેશ્વરે કહયું, ચાલો ત્યારે રશોઇ તો તઈયાર થઇ છે, તમે જંબા

—

બેસી જાઓ, પાર્વતીએ કહ્યુ હા ચાલો ત્યારે પીરશો, એમ કહી રામેશ્વરે જમવા બેસવાનું સોળું પહેર્યુ, અને જમીને તુરત લુગડાં પ્હેરી મણીશંકરને ઘેર ગયો, અને પોતાની સઘળી હકીકત કહી મણીશંકર, રામેશ્વરની વાત સાંભળીને બોલ્યા, આ ગામમાં તો તને કોઈ નોકરી રાખે એવું નથી માટે બાહાર ગામ જઈને નોકરી કરીને તમારૂં ગુજરાન ચલાવો, અને મને મારા રૂપીઆ પેટે જેટલું લખી આપ્યું છે. તે સઘળુ આપીદો કારણ હવે મુદત પુરી થવા આવી છે, જો મુદતની અંદર મારા રૂપીયા અપાય તો તે લાવ નહી તો ઘરબાર, અને વાશણ, કુશણ, તેમજ તારી સ્ત્રીના દાગીના વિગેરે જે જે દસ્તાવેજમાં લખેલું છે, તે બધું શોંપીને તમે તમારૂં સુજતું કરો, મણીશંકરની આ વાત સાંભળીને રામેશ્વર તો દીગમુઢ જેવો બની ગયો, હવે શો જવાબ દેવો તે સુઝ પડ્યુ નહી, ત્યારે તે બોલ્યો, કાકા શું છેવટે તમે આમજ કરશો, હુ આવું નોતો ધારતો નહીતો પ્રથમથીજ ખરચ કરવાનો માંડીવાળતે અને ન્યાતના લોકો નોંતરૂ નહી દેતે તો ન્યાતમાં જંમવા નહી જતે, પણ સુખે ઘરમાં રહી કોઇની નોકરી ચાકરી કરીને મારૂં ગુજરાન ચલાવતે. પણ કાકા હવે મને કોઈ રસ્તે નિભાવો, અને હવડાં થોડા દીવસ એ ઘરમાં મને રહેવાદો, હું કંઈ ઉદમે વળગીશ, એટલે ભાડાનું ઘર રાખી પછી દસ્તાવેજની સરત મુજબ ઘર વિગેરે તમને શોંપી દઇશ, પછી કંઇ છે, એ કશું બનવાનું નથી, તારે ગમે તે કર, અને ગમે ત્યાં જા, હું તો સરત ઉપર એક દીવસ પણ તને એ ઘરમાં રહેવા દેવાનો નથી. મણીશંકરે આંખ ફેરવીને જવાબ દીધો, રામેશ્વરે મણીશંકર કાકાનું બોલવું શાંભળીને ત્યાંથી ઊઠીને ચાલવા માંડ્યુ અને રસ્તામાં ચાલતા વિચાર કરવા લાગ્યો, કે હવે કોને ત્યાં જવું, શું કરવું વીગેરે વિચાર કરતો કરતો ઘેર આવ્યો અને ઉદાશ થઈને બેઠો,

પાર્વતીએ જાણ્યું કંઇ નોકરીનો પતો નહી લાગ્યો હોય જેથી આમ ઉદાસ થઇને બેઠા હશે, એમ સમજી થોડીવાર સુધી તે કશું બોલીજ નહી પણ થોડીવાર વિત્યાબાદ, તે બોલી કેમ આમ છેઃ ઉદાશ થઈ ગયા છો ? મણીશંકર કાકાજી મળ્યા કે નહિ ? તેમણે શો રસ્તો બતાવ્યો ? જરા ધીરજ રાખો, એમ છેક ઉદાસ કેમ થઈ જાઓછો ? મારા સમ જો તમે ઉદાસી રાખોતો, મણીશંકર કાકાજીએ શું કહયું તે વાત તો કરો ? મણીશંકર કાકાએ મોટો રસ્તો બતાવ્યો તેણે તો કહુયુ કે દસ્તાવેજની શરત મુંજબ ઘરબાર વિગેરે મને આપીદો અને તમે કોઇ બીજે ગામ જઇને નોકરીચાકરી કરીને પેટ ભરો, નહીતો માગ રૂપીઆ મુદતની અંદર પતાવીદો રામેશ્વરે પાર્વતીને જવાબ દીધો. આ સાંભળી પાર્વતી પણ ગભરાઇ ગઇ, પણ પોતે ઘણીજ વિચારવંત અને ડાહી હતી. જેથી ગભરાટને દુર કરીને બોલી, હશે ? તેમાં ગભરાઈ શા માટે જાઓ છો, ગામમાં જઈ એક હલકાં ભાડાનું ઘર ભાડે રાખીઆવો, અને પછી આ ઘરનો કબજો સોંપી દો પછી કંઈ છે. પાર્વતીનાં હીંમત ભરેલાં વચન સાંભળીને; રામેશ્વર બોલ્યો, તું કે છે તે વાત ખરી છે, પણ આપણે ત્યાં જઇને ખાઇશું, શું, આ ઘરમાંથી તો પેહેરેલાં લુગડાભેર નિકળવું પડશે. આપણે ભાડે ઘર રાખીશું, પણ ત્યાં વાસણ, કુશણ વગર તેમજ ઓડવા પાથરવા વગર શું કરીશું, તેની તમે જરાપણ ફીકર રાખો નહીં, હું ગામમાંથી ભીખ માગીને બધું ભેગું કરીશ, પાર્વતી બોલી, આ સાંભળી રામેશ્વરને જરા હીમ્મત આવી. અને તે ગામમાં ઘર ભાડે રાખવા ગયો, બ્રાહ્મણ ફળીયાથી થોડે દુર એક ઓરડી ભાડે રાખી. અને ઘેર આવી કહયું. કે ઘર તો ભાડે રાખી આવ્યો, એટલે પાર્વતીએ એક પોટલું આપ્યું અને કહયું, આ પોટલાને આપણે ભાડે રાખેલા ઘરમાં મુકી આવો, રામેશ્વરે તે પ્રમાણે કર્યું અને બીજે દીવસે સગાં વહા

લાઓને ભેગાં કરી મણીશંકરને ઘરનો કબજો આપ્યો, તેમ-જ પાર્વતીએ. સઘળાંના દેખતાં પોતાના અંગ ઉપરથી દાગીના ઉતારી આપ્યા, તે જોઇને સઘળાંને દયા આવી. જેથી કોઇએ, લોટો, કોઇએ, તપેલી થાળી, વીગેરે વાસણો તેમજ ગોદડાં વિગેરે આપ્યું પણ મણીશંકરે તો ઘરમાંથી એક લુગડું, કે એક વાશણ, સરખું આપ્યું નહી જેથી બીજા સગા વ્હાલાઓએ, મણીશંકરની પાછળ ઘણી વાતો કરવા માંડી, અને માંહો માંહે કહેવા લાગ્યા કે બીચારા રામેશ્વરને ખરે બપોરે ઘરમાંથી કાઢયો તેનાં કરતાં એના બાપનો ખરચ નહી કરયો હોત તો સારૂ, બીચારા નાદાન છોકરા ઈશ્વરલાલના પણ લુગડાં લઈ આવ્યો, એતે કેવો નીરદય આવી રીતે સગાં વ્હાલા તથા પાડ પાડોશીઓ વાતો કરે છે; પણ મણીશંકર જાણે કાંઈ વાત સાંભળતોજ નહી હોય તેમ કોઈની સાથે બોલ્યા ચાલ્યા વગર, રામેશ્વરને બારણે તાળુ મારી ત્યાંથી ચાલવા માંડયું, અને તેના પછી રામેશ્વર, તથા પાર્વતી, છોકરાને લઈને ઓટલે બેઠાં હતાં, તે પણ ચાલતાં થયાં, અને ભાડે રાખેલી ઓરડીમાં જઇને રહયાં, આખા ગામમાં મણીશંકરની નિર્દયતા વિશે વાત પ્રસરી ગઈ, અને રામેશ્વર ઉપ-ર ગામના લોકો દયા લાવવા લાગ્યા, અને દરેક માણસો પોતાનાથી બની શકે એવી રામેશ્વરને મદદ કરવા માંડી, પણ આવી મદદ ઘણાં દીવસ પહોંચી નહી, અને આખરે રામેશ્વરના કુટુંબને અન્ન પાણીના શાંશાં પડવા લાગ્યાં, જ્યાં સુધી ઘરમાં થોડુ પણ અનાજ હતું ત્યાં સુધી પાર્વતીએ પોતે નહી ખાતાં પોતાના છોકરા અને ધણીને ખવાડયું અને પોતે ભુખી રહેતી.

---

## પ્રકરણ ૪ થું.



### સંકટની સરૂઆત,

પાર્વતીએ આજે બે દીવસ થયાં ખાધું નથી, અને તે ભુખી છે. એવું જ્યારે રામેશ્વરના જાણવામાં આવ્યું, ત્યારે તેને ઘણુંજ લાગી આવ્યું, અને તે, બોલ્યો, હું ખાવાનું લેવાને જાવું છું, તું ફીકર કરીશ નહી, ગમે ત્યાંથી અને ગમે તેમ કરીને ખાવાનું લીધા વગર પાછો આવનાર નથી એમ કહીને તે ઘરમાંથી નીકળીને ચાલ્યો રસ્તામાં તેને એક ઓળખીતો માણુસ મલ્યો, તેણે રામેશ્વરને જોઇને, બોલાવ્યો, અને પુછયું, કેમ રામેશ્વરભાઈ કયાં જશો? રામેશ્વર ઉભો રહયો એટલે પેલો માણુસ પણ ઉભો, રામેશ્વરે કહયુ ભાઇ મણીશંકર કાકાએ ઘરમાંથી કાઢી મુકયો, જેથી છોકરાઓને લઈને ભાડાના મકાનમાં રહુ છુ, ધંધો રોજગાર કશો છે નહી જેથી સ્ત્રી છોકરા ભુખે મરે છે. હવે શું કરવું તે સુજ પડતું નથી, મેં પણ આજ બે દીવસ થયાં અનાજનું મોં જોયું નથી, આટલું કેતાં કેતાંમાં રામેશ્વરની આંખમાંથી આંસુંની ધાર વેહેવા લાગી, જેથી પેલા માણુસને ઘણી દયા આવી, અને તે બોલ્યો, ભાઈ રામેશ્વર, ધીરજ રાખ, ગભરાઇશ નહી, જે ઈશ્વરે ધારેલું હસે તે બનસે, માટે દુ:ખના વખતમાં ધૈર્ય રાખી દુ:ખને દૂર કરવાના પ્રયત્નમાં રેહેવું જેથી દુ:ખ દુર થાય છે. માટે ગભરા નહી, લે મારી પાસે હાલમાં બીજુ કશું તો નથી, પણ માત્ર ચાર આનાના પૈસા છે. તે લે અને કાલે તું મારે ઘેર આવજે; હું તને ગમે તેને ત્યાં નોકરીપર રખાવીશ. માટે ગભરાઇશ નહી. લે આ પઈસા, મારે નરબદામાં સ્નાન કરવા જવું છે. જેથી મોડું

થાય છે. રામેશ્વરે પઈસા લીધા અને મનમાં વિચારવા લાગ્યો, કે, ચાર આનાનું અનાજ તો હમને ચાર દીવસ ચાલશે. એટલે તો નોકરી મળશે. પછી કંઈ હરકત પડશે નહી, એમ મનમાં વિચાર કરતો, કરતો ઘેર આવ્યો, અને સ્ત્રીના હાથમાં પઇસા આપીને બોલ્યો, હવે ઘણું કરીને મને કાલ પરમ નોકરી મળશે. અને ત્યાં સુધી આ ચાર આનામાં નિભાવવું પડશે, કેમ, નિભશે કે નહી ! શા માટે નહી નિભે, હુ ગમે તેમ કરીને નિભાવીશ હવે જે માણસે રામેશ્વરને પૈસા આપ્યા હતા તે માણસ નરબદામાં નાવા ગયો. ત્યાં પગ લપસી જવાથી ડુબીને મરણ પામ્યો, આ વાત બીજે દીવસે રામેશ્વરે જાણી જેથી તે ઘણોજ દીલગીર થયો, અને કપાળ ઉપર હાથ મુકીને બોલ્યો, આ નસીબજ વાંકુ છે કે શું ? જે બીચારાએ મને ઠેકાણું પાડવાનું વચન આપ્યું હતું, તેજ આ ગળથી ચાલતો થયો, શું મારા ઉપર દૈવજ કોપ્યો છે કે શું ? હવે તો કાંઈ બીજો પ્રયત્ન કર્યા વગર છુટકો નથી. કારણ હવે ઘરમાં અનાજ એકજ દીવસનું છે, માટે આજથી પ્રયત્ન કરવા માંડુ તો ઠીક, એમ વિચાર કરીને નરબદા નદીના કીનારા ઉપર ગયો, આ વખતે રાતના આશરે આઠ વાગતાનો સુમાર હતો અજવાળી રાત જગજગી રહી હતી. નદી ઉપર ઠંડી લેહેર આવતી જેથી લોકો રાત્રીને વખતે નદી કીનારા ઉપર શેહેરના લોકો હવા ખાવાને આવેલા હતા. અને કેટલાક તો હોડીમાં બેસીને નદીમાં સ્હેલ કરવા નિકલી પડયા હતા, તેમજ કેટલાક સ્હેલાણીઓ ચંન્નીમાં સેતરંગીઓ પાથરી, પાના, અને બાજીઓ રમતા હતા, અને કેટલાક ગાયનના શોખીનો, વાજા અને ઢોલકો વગાડી, ગાયનો ગાતા બેઠેલા હતા, રામેશ્વર પણ આ સઘળો ઠાઠ જોતો જોતો કીનારે કીનારે ચાલતો હતો, અને મનમાં વિચાર કરતો હતો કે, અહીયા સઉ સઉના તાન છે, તેમાં મારી વાત કોણ સાંભળવાનું હતું, એવામાં તે, દશબાર, શેઠીઆઓના છોકરાઓ, ઉ

બેલા હતા ત્યાં આવી પહોંચ્યો, પેલા છોકરાએ એક પછી એક નદીમાં પઈસા ફેકીને રમતા હતા તે જોઈને રામેશ્વરે વીચાર્યું કે આ લોકો પઈસા પાણીમાં ફેકે છે, તો પછી મને થોડા પઈસા આપવામાં આનાકાની કરશે નહી, એમ ધારીને તે લોકો જ્યાં ઉભા હતા, ત્યાં જઈને તે લોકોને કહ્યું, ભાઈ સાહેબો, તમે મારી એક વાત સાંભળશો, હું બ્રાહ્મણ છું, અને ઘણીજ ગરીબ અવસ્તા ભોગવું છું, ઘરમાં સ્ત્રીને છોકરા છે, તે પણ આજે ત્રણ દીવસ થયાં ભુખ્યા છે. તમો જ્યારે પાણીમાં પઈસા ફેકો છો, ત્યારે મારા જેવા ગરીબ માણસને થોડા આપો તો પરમેશ્વર, તમારા ઉપર રાજી થશે, માટે મહેરબાની કરીને મને કંઇ આપો રામેશ્વરની વાત સાંભળીને પેલા શેઠીઆઓના છોકરાઓ હસી પડયા, અને તેમાંથી એક બોલ્યો, હમે પઈસાની રમ્મત રમીએ છઇએ, તેમાં તારૂં શું જાય છે. હમારા પઈસા છે. તેનો હમારી નજરમાં આવે તેવો ઉપોગ કરીયે તેમાં તારા બાપની શી પુંજી લુટાય છે, જા, અહીંયાથી ચાલ્યો જા, નહી તો માર ખાઈ બેશશે, આથી પણ રામેશ્વર ખસ્યો નહી, અને કાલાવાલા કરીને કેવા લાગ્યો કે તમારા પઈસાનો તમારી ધ્યાનમાં આવે તેવો ઉપાય કરો તેમાં મારે કાંઈ બોલવાનું કારણ નથી, અને હું તમારી પાસે, કંઇ બધા પઈસા માગતો પણ નથી. ફકત તમો સઘળા બબે પઈસા આપશો તો મારા કુટુંબનું ત્રણચાર દીવસ, ગુજરાન ચાલશે, અને તમને એટલા પઈસાની કશી વિશાત નથી, માટે કંઈ કૃપા કરો તો સારુ, રામેશ્વરની વાતથી પેલા સઘળાને કંટાળો આવ્યો, જેથી તે બધાએ ગુસ્સે થઇને બોલ્યા, તને એક વખત કહ્યું કે તું ચાલ્યો જા, છતાં હજુ જતો નથી, અને હમારી રમતમાં ભંગાણ પડાવી કંટાલો આપે છે, માટે તને ફરીથી કહીએ છઇએ કે જો તું જશે નહી તો પછી માર ખાશે, આ સાંભળી રામેશ્વર મનમાં કંઇ બબડયો, અને વિચારવા લાગ્યો કે, શાળાઓ

એકેક હાથના છે. હમણાં એકેકો તમાચો મારી બધા પઈસા ખુચવી લઉ, પણ પાછળથી એનું પરીણામ શારૂ નહી આવે, જેથી ત્યાંથી મુંગે મોઢે ચાલતો થયો અને વીચારવા લાગ્યો કે, હવે શું કરવું કે, ક્યાં જાઉ તો મને કંઇ મલે, એમ વીચારમાંને વીચારમાં, બે ત્રણ ગાઉ આઘે નિકલી ગયો, ગામમાં જઇને જુવે છે તો, લોકો બારણાં બંધ કરીને ઉંઘી ગયા હતા, કારણ આ વખતે રાત્રીના દશ વાગી ગયા હતા, જેથી સઘળે સુમ સામ દેખાતું હતું ફક્ત એક દુકાનદારની દુકાનમાં દીવો બળતો હતો, અને દુકાનવાળો દીવા આગળ બેસીને નામું લખતો હતો, અને પાસે, થોડા રૂપીઆ, અને પૈશા પડેલા હતા. તે જોઇ રામેશ્વરે વીચાર કાંધો કે, જો દુકાન પાશે હું કઇ માગીશતો એપણ વાણીયો છે, જેથી પેલાઓના જેવોજ જવાબ દેશે, પણ એની સાથે કંઇ યુક્તિ રીએ તો કામ થાય ખરૂ, એમ વિચારીને વાણીયાની દુકાન પાસે જઇ, બોલ્યો શેઠ સાહેબ, આ ગામમાં તમારા એકલાની દુકાન છે કે બીજી દુકાન છે, બીજી ત્રણ ચાર દુકાનો છે, કેમ શું કામ છે, વાણીયાએ જવાબ દીધો, હમારા સેઠનો મુકામ કાલે સવારે આ ગામમાં થવાનો છે, જેથી મને અગાઉથી તજવિજ કરવા, મોકલ્યો છે, કારણ હમારા શેઠ સાથે પચાસ પોણોસો, માણશ તેમજ દસ વીસ ઘોડા, ગાડીઓ, વિગેરે છે જેથી સીધુ સામન, જોઇશું, માટે હુ તજવીજ કરવા આવ્યો છુ, કે ગામમાં નહિ મળતું હોય, તો આજે જ્યાં મુકામ છે, ત્યાંથી સાથે લેતા આવીયે, વાણીયાએ વિચાર્યુ કે સો પચાસનો તડાકો છે, જેથી બોલ્યો, આવો ભાઇ બેશો, અહીયા બધુએ મળશે, કોઇ રીતની અડચણ પડશે નહી. અને આપણી દુકાનેજ તેડી લાવજો, કારણ બીજા, દુકાનદારોને ત્યાંથી સારો સોદો નહી મળે, અને ભાવ પણ વધારે લેશે, અને આપણે ત્યાંતો જે જોઇશું તે મળશે; વાણીયાની વાત શાંભળી રામેશ્વરે તેને કહ્યુ, એતો વાત ઠીક

છે, પણ તમારા ત્યાંના અનાજનો નમુનો મને આપો, તો હું ત્યાં મારા શેઠને બતાવું, તો પછી ત્યાંથી નહી લેતાં અહીયાં આવીને લઇએ, અને તમારૂ એકાદ માણુસ મારી શાથે મોકલો. જો માલ પસન પડશે, તો તેના પૈશા આપીશું નહીતો પાછો મોકલીશુ, અને જો તમને મારા બોલવા ઉપર ભરોશો પડતો હોય તો મને આપો, વાણીયાએ વિચાર કીધો કે અત્યારી વખતે માણુસ ક્યાંથી લાવવો, અને જો એને ના કહીશુ, ઘરાક જશે, માટે જે બને તે પરં, શામતો આપવો, નમુનામાં તે કેટલો જવાનો હતો, એમ વિચારીને રામેશ્વરને કહેચું તમારે શેનો નમુનો જોઇએ છઇએ, ઘઉનો લોટ, ચોખા, દાળ, ચણા, ઘી, અને ગોળ; બશ એટલી વસ્તુનો નગુના જોઈએ, રામેશ્વરે કહયુ કેટલું કેટલું આપું, વાણીયાએ પુછ્યુ, લોટ પાંચ શેર, ચોખા પાંચશેર, દાળ બસેર, ચણા બસેર, ઘી એક સેર અને ગોળ એક સેર, એટલો નમુનો બસ છે; અને એક ચીઠીમાં તમારૂ નામ અને ભાવ લખી આપો રામેશ્વરે વાણીયાને જવાબ દીધો, વાણીયાએ રામેશ્વરના કેહેવા મુજબ સઘળુ નોખી આપ્યુ ને કહયુ, લો, આ નમુના, લઈ જાવ, માણુસ તો અત્યારે કોઇ નથી, તમારો મને ભરોસો છે. પણ કાલે સોદો મારે ત્યાંથીજ લેજો, તમને ખુશ કરીસ, ફીકર કરસો નહી. વાણીયાને ત્યાંથી સોદો લઇને રામેશ્વર ત્યાથી ચાલ્યો, રાત અજવાળી હતી. એટલે રસ્તામાં બીજી કશી અડચણ પડી નહી પણ લગભગ અડઘો રસ્તો કાપ્યા પછી તેને ચાર પાંચ ભીલનું ટોળુ મળ્યુ, તેણે રામેશ્વર પાસેથી સઘળું અનાજ લુટી લીધુ, રામેશ્વરે ઘણાએ કાલાવાલા કર્યા. પણ તે ફોગટ ગયા, અને ભીલ લોકો અનાજ વિગેરે લઇને, ચાલતા થયા, આ વખતે રામેશ્વર મનમાં વિચારવા લાગ્યો, કે દગા, કીશીકા. શગા, નહી, એ કેહેવત મુજબ, હુ વાણીયાને ઠગીને આ સોદો લાવ્યો હતો, તે

મારી પાસેથી બીજા લોકો છીનવી ગયા, પરમેશ્વર તો હાજરાહજુર છે, ઠગો કરીને મેળવેલો માલ. હું ઘેર લઈ જાઉં તે ઈશ્વરને પસંદ નથી. તેથી તેણે મને આ સજા કરી બુરા કામનો બદલો વાળ્યો, પરંતુ સવારના પોહોરમાં સ્ત્રી, અને છોકરા શું ખાશે, અડધી રાત તો પુરી થઈ ગઈ, વિગેરે વીચાર કરતો કરતો તે રસ્તે ચાલતો હતો, એવામાં એક બીજુ ગામ આવ્યુ, રામેશ્વરને જોઇને કુતરાઓ ભસવા લાગ્યા, તેને રામેશ્વરે, પથરા મારી દુર કરયા, અને અને ગામમાં પેઠો; ગામની અધવચમાં એક મારવાડી વાણીયાની દુકાન હતી, અને દુકાનના એક ખુણામાં ઝીણો દીવો બળ તો હતો, દુકાનદાર ખાટલો પાથરી વચમાં સુતેલો હતો અને તે ભર ઉંઘમાં પડેલો હતો, આ વખતે રામેશ્વરે વિચાર્યુ કે, હવે શું કરવું દુકાનમાં જઈને ચોરી કરૂં તોપણ કોઈ જાણે તેમ નથી, પણ ચોરી કરવી, એ મહા નિચ કામ છે, કોઈ જોતું નથી. પણ ઇશ્વર તો જુવે છે, જેવી રીતે પેલા વાણીયાને ત્યાંથી ઠગીને આણેલુ અનાજ, ચોર લુટી ગયા તેવોજ રીતે વખતે ચોરી કરતાં પકડાઉં, તો માર ખાવો પડે, અને પછી આબરૂ જાય તે જુદી માટે ચોરી તો નહિજ કરવી, આવી રીતે રામેશ્વર વીચાર વમળમાં ઝોલાં ખાવા લાગ્યો, ઘડીમા મંન સંઘાતે દ્રઢનિશ્ચે કરી, દુકાનના ઓટલા ઉપર ચડે, અને વળી પાછો ઉતરી વિચાર કરે, અંતે તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે, માત્ર પેટ પુરતુ લેવામાં કંઈ પાપ નથી; એવો વિચાર કરી દુકાનમાં પેઠો, અને પાછો વિચારમાં પડયો, કે હવે, અહીંથી શું લેવુ અનાજ લઉં તો વળી રસ્તામાં કોઇ લુટારા મળે તો લુટી જાય ત્યારે શું લેવું, કંઇજ લેવુ નહિ, પાછા જવુ, પણ કાલે ખાઇશું, શું ? આવી રીતે પોતાના મનમાં ભાંગ ફોડ કરવા લાગ્યો, અંતે દુકાનમાની પેટી ઉઘાડી, અંદર રૂપીઆની ઝો

થઝી હતી, તેમાંથી ફક્ત એક રૂપીયો લઇ પેટી બંધ કરી રસ્તે પડયો, રસ્તે ચાલતાં વિચારવા લાગયો કે, હવે તો આઠ દશ દીવસની પીડા ટળી, પણ સ્ત્રી પુછશે કે રૂપીયો ક્યાંથી લાવ્યા, ત્યારે શો જવાબ દેવો, એ વિચારમાં રામેશ્વર પડયો ચાલતાં ચાલતાં, શવારનું પ્હોર થયું અને તે પોતાના ગામની નજીકમાં આવી પોચ્યો, તેણે વિચારયું કે, ઘેર રૂપીયો લઇને જવું તેના કરતાં રૂપીયાનું અનાજ લઇ લેવું તે વધારે સારૂ, કારણ અનાજ ઘેર લઇ જઇશ, તો સ્ત્રી કશું પુછશે નહી, અને પુછસે તો કેવાસે કે કોઇ માણશે, અપાવ્યુ, આવો મનસુબો કરીને તે ભ્રગુપુરમાં પેઠો, અને એક અનાજવાળાની દુકાને જઇને રૂપીયો આપી બોલ્યો, મને આ રૂપીયાનું અનાજ આપો, દુકાનદારે રૂપીયો હાથમા લઇ આમ તેમ ફેરવીને રામેશ્વરને પાછો આપ્યો આ રૂપીયો નહી ચાલે, બીજો રૂપીઓ આપો, રામેશ્વરે પુછયું, કેમ એ રૂપીઓ કેવો છે, એ રૂપીયો ખોટો છે નહી ચાલે, દુકાનદારે કહયું રામેશ્વરે રૂપીઓ પાછો લઈ, પોતાના કપાળ ઉપર હાથ મુકી, ત્યાંથી ચાલ્યો, આ વખતે રામેશ્વરની સ્થીતી એવી કઢંગી થઇ પડી હતી, કે તેનું વર્ણન, કરવાની શકિત, મારી કલમમાં નથી, આખી રાત ભટકીને, માહા મેહેનત અને જોખમ વેઠી ઇશ્વરના ઘુનેગાર થઈ, ચોરી કરીને રુપીયો મેળવ્યો, તે રુપીઓ પણ ખોટો પડયો, હાય, નસીબ, નસીબ, નસીબ, હવે ઘેર શું મોં લઇને જવું, સ્ત્રી પુછસે શુ લાવ્યા ઈશ્વરલાલ ભુખે રહતો હશે, વીગેરે વીગેરે વિચાર રામેશ્વરના મંનમાં ઉભરાઈ જવા માંડયા, અને ત્યાંથી તે ચાલતો થયો રસ્તામાં રૂપીયાને ફેરવી ફેરવીને જોવા માંડયો, કે એ શાથી ખોટો છે, એવામાં એક નાણાવટીની દુકાન આવી, તે દુકાને જઈ રામેશ્વરે રૂપીઓ આપ્યો, નાણાવટીએ પુછયુ, રૂપીઓ વટાવવો છે, હા, મારે એના પેસા જોઇએ છઇએ, રામેશ્વરે કહયુ, રૂપીઓ ગાબડીવાળો છે માટે એના દસ આ

ના આવશે, નાણાવટીએ રામેશ્વરને જવાબ દીધો, આ સાંભળી રામેશ્વરને હીમ્મત આવી કે રૂપાઓ ખોટો તો નથી, પણ ગાબડીવાળો છે. તમારા ધરમ પ્રમાણે જે વટાવ પડે તે કાપીને પૈશા આપો, રામેશ્વરે નાણાવટીને કહયું નાણાવટીએ બાર આના ગણીને રામેશ્વરના આગળ મુકયા લો તમે ધરમ સોંપ્યો તો બરાબર બાર આના લઈ જાવ સવારના પ્હોરમાં હું બરાબરજ આપુછે રામેશ્વરે પૈશા ગણી લીધા, અને ત્યાંથી ચાલ્યો અને અનાજવાળાની દુકાને જઇ ત્યાંથી દાળ, ચોખા, લોટ, વીગેરે શીધું લઈ પોતાના ઘર તરફ ચાલ્યો, ઈશ્વરલાલે આઘેથી રામેશ્વરને આવતો જોઈ બા, બાપા આવ્યા. કરીને દોડતો દોડતો રામેશ્વરની સામો આવ્યો અને તેને બાઝી પડયો રામેશ્વરે તેને ઉચકી લીધો અને ઘરમાં લાવ્યો ઘરમાં આવી પાર્વતીને સીધાંનુ પોટલું આપ્યુ, ઈશ્વરલાલ પુછવા લાગ્યો. બાપા એમાં શું લાવ્યા બા, બાપા, કંઇ ખાવાનું લાવ્યા હોય તે મને આપ, ભાઈ જરા સબુર ખમ હમણાં તને ભાત રાધી આપુ છું, પાર્વતીએ છોકરાને શાંત પાડયો એટલે ઇશ્વરલાલ રામેશ્વરની પાશે આવી કેવા લાગ્યો બાપા રાતે કયાં ગયા હતા ? મને તમારા વગર ગમતું નોંતું બા, બાપા, રાતે નાસી ગયા હતા. તેજકે હવે મારૂ કે વિગેરે બોલીને રામેશ્વરના વાંસામાં કોમળ હાથવતી મુક્કીઓ મારતો બોલતો હતો કે બા બાપાને બહુ માર્યો હવે એ નહિ જાય. ભાઇ મારોએ નહી પાપ લાગે પગે લાગ કે, કે, મારૂ કરો પાર્વતી હસ્તાં હસ્તાં છોકરાને કેતી હતી. ઈશ્વરલાલે કહયુ બાપા મારૂ કરો એટલે રામેશ્વરે તેને છાતી સાથે ચાંપીને એક બચી કરી થોડીવારમાં પાર્વતીએ રશોઇ તઇયાર કરી અને ત્રણે જણાંએ ખાધુ.

---

## પ્રકરણ ૫ મું.

### પોલીસની, ખટપટ, અને રામેશ્વરનું કેદમાં જવું



જમી પરવાર્યાં પછી, રામેશ્વર, અને પાર્વતી, બંને ઘરમાં બેઠાં બેઠાં, વાત કરતાં હતાં, અને ઇશ્વરલાલ પાર્વતીના ખોળામાં માંથુ મુકી ઉંઘી ગયો હતો, ત્યારે હવે આપણે શું કરવું, મારા તો વીચારમાં આવે છે, કે આપણે આ ગામમાં નહી રહેતાં કોઇ બીજી ઠેકાણે જઇએ, તો, કંઈ ધંધો રોજગાર હાથ લાગે, કેવત છે કે, દેશ ચોરી, અને પરદેશ ભીખ તેમ પરદેશમાં જઇને ગમે તે ધંધો કરીયે, તો થઈ શકે, અને ગામમાં તો ન્યાત જાત અને સગાં વ્હાલાની સરમને લીધે, કશું થાય નહી, તેમજ, આ ગામમાં કશો વેપાર ધંધો ચાલતો નથી, જેથી નોકરી મળવી પણ કઠણ થઈ પડી છે, માટે જો તારા વિચારમાં આવતું હોય તો આપણે કોઈ બીજે ગામ જઇને રહીએ ! રામેશ્વરે પારવતીને પુછ્યું, તમારો તેમ વિચાર હોય તો મને કંઇ હરકત નથી, હું પણ તમારી સાથે આવવાને તઈયાર છું, પરદેશમાં તો હું પણ કંઇ કામ ધંધો કરી શકું માટે તમારો વિચાર સારો છે, પણ એક વાતની અડચણ આવસે, તેનું કેમ કરીશું. પાર્વતીએ રામેશ્વરને કહ્યું, શેની અડચણ આવશે ! રામેશ્વરે પુછ્યું, પરદેશમાં જવું, અને આપણી પાસે તો, એક પઇસો પણ નથી આપણે બે જણાં એકલાં હોઇએ તો ગમે તેમ ચલાવી લઇએ પણ સાથે નાનો છોકરો જોશી, અડચણ પડે, પણ એક વાત મને યાદ આવી મારી નાકની વાળી તમે તે દીવસે દશ રૂપીયા માટે ગીરો મુકેલી છે, તે વેચી નાંખશો તો દસ પંદર રૂપીયા

વધારાના આવશે, માટે તે વાલી વેચી દો, અને તેના પઇ-સા આવશે તે લઇને આપણું બાહાર ગામ જઇએ તો આ પણને અટકાવ વખતે કામ લાગે, પારવતીએ રામેશ્વરને કહ્યું ખરી વાત, વાલીની વાત તો હું વીશરીજ ગયો હતો; ચાલ ત્યારે હમણાંજ જઇને; એ કામ કરૂં; એમ કહીને રા મેશ્વર લુગડાં પહેરીને બહાર ગયો, અને જે વાણીઆને ત્યાં વાલી ગીરો મુકેલી હતી તેને જઇને કહ્યું અને વાલી વેચી તેમાંથી પેલાના દશ રૂપીઆ વ્યાજ સાથે ચુકવી આપી વધારાના પંદર રૂપીઆ ઘેર લાવ્યો, બીજે દીવસે સવારના પ હોરમાં બંને જણા ભ્રગુપુરથી ચાલી નીકળ્યાં અને પાંચ દ શ દીવસ ચાલી વિનાદેપુર નામના ગામમાં આવીને રહ્યાં રામેશ્વરે નોકરી મેળવવાનો પ્રયત્ન કરવા માંડયો, તેમજ પા ર્વતીએ પણ કોઇને ત્યાં દાસી તરીકે રહેવાની શોધ કરવા માંડી રામેશ્વર જ્યાં નોકરીને માટે જાય ત્યાં પરદેશી હોવાથી જામીન માગે પણ આ ગામમાં રામેશ્વરનું કોઇ ઓળખા-ણ વાળુ નહીં હોવાથી જામીન નલી શકયો નહી, જેથી તે ઘણોજ નિરાશ થયો. આખરે તેણે વિચાર કીધો કે, જો પોલી સની નોકરી કરૂં તો જામીનની જરૂર પડસે નહી, માટે તે

ગામના કોટવાલ પાસે ગયો, અને પોતાની હકીકત કહી, પોલી સમાં નોકરી કરવાની ઇચ્છા બતાવી, પરંતુ કોટવાલે જવાબ દીધો કે, હાલમાં નોકરી ખાલી નથી. જેથી જગ્યા ખાલી પડેથી તમને રાખવામાં આવશે, જેથી ત્યાંથી પણ રામેશ્વર નિરાશ થઇને ઘેર આવ્યો, પાર્વતીને પણ કોઇએ દાસી ત-રીકે રાખી નહી, જેથી તે બંન્ને જણાં નિરાશ થયાં, અને પોતાની પાસેના પઇસા ઉપર આધાર રહયો, પરંતુ પંદર રૂ પીઆને કેટલા દીવસ ચાલે? રૂપીયા ખુટી ગયા, અને ભુ-ખે મરવાનો વખત નજીક આવ્યો, જેથી રામેશ્વર પાછો કોટવાલ પાસે ગયો ત્યારે કોટવાલે જવાબ દીધો કે જગા

તો હજુ ખાલી પડી નથી પણ જો તમે એક વાત કબુલ કરો તો તમને રૂપીયા ૫૦] આપું, એટલા રુપીયા તમે દશ મહીના નોકરી કરશો ત્યારે કમાશો, અને આતો બહુ તો બે માસ, તમે ચેકાશો, એટલામાં રૂપીયા ૫૦ મળશે, માટે જો તમારી મરજી હોય તો તમને વાત કહું, રામેશ્વરે પુછ્યું, શી વાત છે, કોહાની ! આ ગામમાં આજ બે મહીના ઉપર એક શાહુકારના ઘરમાં ચોરી થઇ છે, અને ચોરનો કશો પતો લાગતો નથી, જેથી હુમારો ઉપરી હમને ઘણુંજ સતાવે છે. ચોરી કંઇ મોટી નથી ફકત બસો રૂપીયાનો માલ ગયો છે, તેમાં માજીસ્ટ્રેટ બહુમાં બહુ બે માસની સજા કરશે, એટલો વખત સ્ત્રી છોકરાથી જુદા પડવું પડે, પણ વખતે એટલો વખત બહાર ગામ જવાથી શું નથી જુદાં પડવું પડતું, માટે જો તમારી મરજી હોયતો એ કામ મારી પાસે છે, રામેશ્વર આ વાત સાંભળીને કંપી ઊઠયો, તેને આગલી ચોરીની વાત યાદ આવી, અને મન સાથે વિચારવા લાગ્યો, કે, મે, ચેરી કરી છે, તેની સજા ભોગવવીજ પડશે, ત્યારે આતો બે ફાયદા થાય છે, એક તો રૂપીયા મળે છે, અને બીજુ, ચોરીની સજા વહેલી મોડી પણ ભોગવવી પડશેજ, કારણ ઈશ્વર હમેશાં, પાપની સજા પાપી માણસને કરે છે, તે મુજબ મે ચોરી કરી છે, તો સજા ભોગવ્યા વગર છુટકો નથી, આવો વિચાર કરીને, તેણે કોટવાલની વાત કબુલ કરી, અને બોલ્યો. હું તમારી વાતતો કબુલ કરછું, પણ પછી તમે મને નોકરી આપશો ? શા વાસ્તે નહી આપું, તમે મારૂ કામ કરવા તઇયાર થયા છો, તો પછી હું તમારુ કામ કેમ નહી કરૂં, જરૂર તમને નોકરી આપીશ, અને તમારૂં કુટુંબ સુખી થાય એવો બંદોબસ્ત કરી આપીશ, કોટવાલે રામેશ્વરને ધીરજ આપવા સારૂ કહ્યુ રામેશ્વરે રૂપીયા લીધા, એટલે કોટવાલે નાયકને તેની સાથે

તેને ઘેર મોકલ્યો, રામેશ્રવર ઘરમાં આવી પાર્વતીને રૂપીયા આપ્યા, અને સઘળી હકીકત કહી, પાર્વતી આ વાત સાંભળી, ઘણુજ કલપાંત કરવા લાગી, અને રૂપીયા દુર ફેંકીને બોલી પ્રાણનાથ, પઈસાને ખાતર તમો કેદ જવા તઈયાર થયા છો, અને તે હમારે ખાતર, જાણું એ પઈસાનો આપણે કશો ખપ નથી. પરમેશ્વરે દાંત આપ્યા છે, તો ચવેણું આપશેજ તે સવારે ભુખ્યા ઉઠાડે છે, પણ ભુખ્યા સુવાડતો નથી, માટે આમ વગર ગુનો કરે, ચોર બનવું, અને કપાળમાં કાળું કલંક ચોટાડવું, એ કંઇ ઠીક નથી, માટે રૂપીયા, જ્યાંથી લાવ્યા હો, ત્યાં પાછા આપીઆવો, હું તમને ભીખ માગીને ખવાડીશ, પણ આવું કામ કદી કરવા નહીં દઉં, પરદેશમાં, હમારૂં કોણ છે. તમે હમને કોને ભરોશે મુકી જશો, અરે: હાય, નીચ પઈસાને ખાતર, આવું અઘોર કરમ, કરવાનું, નથી કરયું છતાં, કબુલ કરી કેદમાં જવું, વિગેરે કહી પારવતી ઘણુંજ રડવા લાગી, નાયક બહાર ઉભો ઉભો સઘળી વાત સાંભળતાં હતો, તેણે વિચાર્યું, સઘલી બાજી ધુળ મલી જશે, માટે હવે તો એવું કરવું, કે, એના ઘરમાંથી મુદ્દાનો માલ નીકલે, એમ વિચાર કરી, પોતાની સાથે એક બીજો પોલીસનો સીપાઈ હતો, તેને, પાસે બોલાવી કાનમાં કંઈ, કહ્યું, એટલે, તે ડોકી ધુણાવી ત્યાંથી દાડતો દાડતો, ગયો, અને થોડી વારમાં પાછો આવી નાયકના હાથમાં કંઈ આપ્યું, એટલે નાયક ઘરમાં ગયો, અને પારવતીને રૂપીયા લેવાને ઘણું સમજાવવા લાગ્યો પણ પારવતી એકની બે નહી થઇ જેથી નાયક પાછો બારણે ગયો, અને જતાં જતાં પારવતી નહી જાણે તેમ તેના ઘરના ગોખલામાં કંઈ મુકી દીધું, અને પછી રામેશ્રવરને કેવા લાગ્યો, અત્યારે તો હું જાઉછું, હમણાં રૂપીયા રહેવા દો, રાતે જરા તમારી સ્ત્રી શાંત થાય ત્યારે સમજાવજો, અને જો નહીજ સમજે તો પ-

છી કાલે રૂપીયા પાછા આપી જજો. એમ કહીને નાયક ત્યાં થી ચાલ્યો ગયો; રામેશ્વરે પારવતીને રાતે ઘણી રીતેથી સમજાવી પણ તેણે માન્યું નહી, જેથી રામેશ્વરે પણ પોતાનો વિચાર બદલ્યો, તેણે વીચાર કીધો કે, જેના સુખને માટે હું દુઃખ વ્હેરી લેવાને તઈયાર થયોછુ, તેને તો મારા જવાથીં અત્યંત દુઃખ થાય છે, તો પછી મારે શા માટે એ કામ કરવું, સવારના પહોરમાં જઈને કોટવાલને રૂપીયા પાછા આપી દઈશ, વિગેરે વિચાર કરતાં કરતાં તે ઉંઘી ગયો,

બીજે દીવસે સવારના પ્હોરમાં રામેશ્વર ઉઠયો, અને દાતણ પાણી કરી પછી કોટવાલને ત્યાં જવાનો વિચાર કરતો હતો, એટલામાં ચાર પાંચ પોલીશના શીપાઈઓ આવિને તેના ઘરની આજુ બાજુ બેઠા, એકે આવી કહયું રામેશ્વરે કોનું નામ, મારૂં નામ, રામેશ્વરે જવાબ દીધો, તમારા ઉપર વારંટ છે, માટે તમે ઘરમાંથી બહાર નિકળો. હમારે તમારા ઘરની જડની લેવી છે. એક પોલીશના સીપાઈએ કહયુ હુંજ હવણાં કોટવાલને ત્યાં જાવું છું ને પછી વળી વારંટ કેવુ, રામેશ્વરે જવાબ દીધો એટલામાં નાયક આવી પોચ્યો તેણે પેલા પોલીશના માણસને કહયુ, ધાલો એના હાથમાં હાથકડી અને માજીસ્ત્રેટ શાહેબને ત્યાં લઈ જાઓ, હુ એના ઘરની જડતી લઈ મુદા માલ લઈને આવુંછુ તુરત રામેશ્વરના હાથમાં બેડી નાખવામાં આવી અને તેને લઈને બે પોલીસના શીપાઈઓ સાથે ગયા નાયકે પંચ કરી ઘરની જડતી લીધી તેમાંથી એક સુનાની કંઠી એક કડું, વિગેરે નીકળ્યું તેમજ રૂપીયા ૫૦ રોકડા પણ નીકલ્યા, તેપણ સાથે લીધા, અને નાયક ત્યાંથી માજીસ્ત્રેટ ને ત્યાં ગયો, પાર્વતી આ સઘળો બનાવ જોઈને અત્યંત કલ્પાંત કરવા લાગી. તેને રડતી જોઈને ઈશ્વરલાલ પણ ર-

ડવા લાગ્યા, આખરે પડોશીઓએ ઘણી રીતે સમજાવી, શાંત કરી, પાર્વતીએ પડોશીઓને સઘલી હકીકતથી વાકેફ કીધા પરંતુ પોલીશથી ડરીને તે લોકો રામેશ્વરની મદદે ગયા નહિ પરંતુ તે લોકોના મનમાં પાર્વતી ઉપર ઘણીજ દયા આવી જેથી તે સઘલાઓએ મળી પાર્વતી તથા છોકરાનો નિરવાહ ચાલે એવો બંદોબસ્ત કરી આપ્યો, અને પાર્વતીને ઘણીજ ધીરજ આપી રામેશ્વરનું કામ માજીસ્ત્રેટને ત્યાં ચાલ્યું; તેમાં મુદાનો માલ નિકલવાથી રામેશ્વરને ત્રણ માસની સજા થઇ અને રામેશ્વને જેલમાં લઈ જવામાં આવ્યો જયાં તે ત્રણ માસ પુગ કરી પોતાને મુકામે આવ્યો.

---

## પરકરણ ૬ ઠું.

### ખુનનું તોહમત, અને દેશનિકાલની સજા.

રામેશ્વર કેદમાંથી આવ્યા પછી તે પોતાના કુટંબનું ગુજરાન પોતાના પડોશીઓની કૃપાથી જેમ તેમ કરીને ચલાવવા લાગ્યો, પાર્વતી પણ પોતાનો ગરીબ સંસાર હોવાથી પડોશણોનું કામકાજ કરતી. જેથી તેને લુંગડાં વીગેરે મળતાં, આ વખતે ઇશ્વરલાલ પાંચ વરસનો થયો હતો જેથી તે પડોશીઓના છોકરાઓ સાથે નિશાળે જતો, અને તે છોકરો ચાલાક અને હોસીયાર હોવાથી મેતાજીને પણ પ્રીય થઈ પડયો હતો; વિનોદપુરમાં એક સ્ત્રીનું ખુન થયાને આજે છ મહીના થવા છતાં ખુન કરનારનો પતો પોલીશ મેળવી શકતી નોહતી જેથી પોલીસ ઉપર તેના ઉપરી અમલદારો તરફથી વારે વારે ઠપકા આવતા, એક દિવસે કોટવાલે એક કાગલ વાંચીને જમાદારને, તથા નાયકને કહયું,

હજુ માજીસ્ત્રેટ શાહેબના મનપરથી, પેલા ખુનની વાત ખસી નથી, અને હવે તો ખીજવાઇને લખે છે, કે ખુનીનો પતો પંદર દીવસમાં નહી મેળવશો, તો સઘલાને બતરફ કરવામાં આવશે, માટે હવે શો ઉપાય કરવો ? તેનો તમે બન્ને જણાં વિચાર કરો નહી તો આપણી ત્રણેજણાની નોકરી જવાનો વખત આવી લાગ્યો છે, માટે ગમેતે ઉપાય કરી ખુનીનો પતો મેળવવો જોઇએ, અને જો ખરો ખુની નહી મળે તો પછી આપણે આપણી કરામત વાપરી કોઇને ખડો કરી, શાક્ષી પુરાવા તઇયાર કરવાની ગોઠવણ કરવી જોઇએ કોટવાલની વાત્ત શાંભલી જમાદાર બોલ્યો, શાહેબ તમે વાત કોછો તે ખરી છે, પણ ખુનીનો પતો મળવો કઠણ છે, માટે એને માટે તો આપ કોછો, તેમ કંઇ કરામત કરવી પડસે, હા, હા, સાહેબ એમ કર્યા વગર બીજો ઉપાય નથી. નાયકે ટાપસી પુરી; ત્યારે હવે એને માટે ગોઠવણ કરો, પુરાવામાં એક બે સાક્ષી અને એકાદ હથીઆર, અને એક તે બાઇનો દાગીનો, એટલું બસ છે, કોટવાલે કહયુ કેમ જમાદાર બરાબર છેકેની. હા સાહેબ, એટલુંજ જોઇએ, બીજુ શું, મારી પાસે એક સાક્ષી તઇયાર છે, તેને આપણે જેમ સીખવીશું તેમ કહેશે; જમાદારે જવાબ દીધો બીજો એક સાક્ષી હું તઇયાર કરી આપું પછી કંઈ છે, નાયકે કહયુ, ત્યારે હથીયાર અને જણશ હુ આપુ છું, પણ હવે ગુનેગાર કોને ઠરાવવો, તે વાત નકી કરો, કોઇ એવો માણસ જોઇએ, કે જેની પછાડી કોઈ કોરટમાં લડવા આવે એવો નહી જાઇએ, કારણ જો લડવા આવે અને બચાવનો પુરાવો મજબુત થઇ જાય તો આબદા પડે માટે માણસ બરાબર ચોકશ શોધી કાઢવો ? કોટવાળે બન્ને જણને કહયુ પેલા માણુસને ગુનેગાર કરીએ તો કેમ વારૂ, તમે ઓળખ્યો કે શાહેબ, નાયકે પુછ્યું

કોટવાલે, પુછયું, કયો વારૂ. કેમ તમે પેલા કામમાં પચાસ રૂપીયા આપ્યા હતા, ને તે માણુસ પોલીસમાં નોકરી શોધવા આવ્યો હતો, તે, ઓળખ્યો કે નહી, નાયકે કહ્યુ. હા હા ઓળખ્યો, પેલો બ્રાહ્મણ, રામેશ્વર, તેજકેની. કોટવાલે કહ્યું, તેજ, તેજ, નાયકે જવાબ દીધો, પણ તેતો બીચારો બહુ ગરીબ છે, તેની બઈરી છોકરો રવડી જશે, બીજો કોઇ બદમાસ હોય તેને લાવોની, કોટવાલે દયા બતાવી સાહેબ, બીજો તો કયાંથી લાવીયે, આજ ઠીક છે, આપણા ઉપર આવી પડી છે. ત્યાં દયા બતાવવાથી કશું વળવાનું નથી એતો જે આવ્યો તે ખરો, આપણે એ કામમાં, બહુ જણાને પકડયા છે, અને પઇસા પણ સારા પેદા કર્યા છે, માટે હવે ગમે તે લાકડે માંકડું વળગાડીને, માજીસ્ટ્રેટ સાહેબની ખાત્રી કરી આપવી, કે આટલું મોડું પણ પોલીસે કામ કરયુ ખરૂ જમાદારે પોતાના વિચાર જણાવ્યા, અને આખરે ત્રણે જણા એક મત થયા, અને સાક્ષી વીગેરેની ગોઠવણ કરી. રામેશ્વરના છાપરામાંથી એક મોટી છરી તથા ઘરમાંથી સ્ત્રીના ગળામાં પહેરવાની સુનાની હાસડી જડતી લઇને કાઢયા, અમે રામેશ્વરને પકડયો, રામેશ્વરને આ વખતે પોતે વાણીઆ સાથે ઠગાઈ કરીને સીધું લેવાનું યાદ આવ્યું તેથી તે મનમાં વિચારવા લાગ્યો, કે, પ્રથમની કેદ ચોરી કરવા બદલની, અને આ વલી નવી આફત તે ઠગાઈની એમ વિચારતો હતો. હજુ લગણ રામેશ્વર એમ નહોતો જાણતો, કે ખુન કરવાના મોટા ગુના બદલ પકડવામાં આવ્યો છે. પાર્વતી આ એકાએક વલી બીજો બનાવ જોઇને એકદમ ચોંકી ઉઠી અને કશું પણ બોલી શકી નહી અને રડવા લાગી, થોડીવારમાં રામેશ્વરે, જાણ્યું કે મારા ઉપર ખુન કરવાનું તોહમત મુકવામાં આવ્યું છે, ત્યારે તે ગભરાયો, તેની બોલવાની શકતી મંદ પડી ગઇ, એકદમ તે,

બેઠો હતો ત્યાં પડી ગયો, નાડી ચાલતી અટકી ગઈ, આંખ લાલચોળ જેવી થઇ ગઈ, અને છેક બેભાન અવસ્થામાં આવી પડયો, આ જોઇને પોલીસનો નાયક ગભરાયો; પણ શાંતી પકડી રામેશ્વરના માથા ઉપર થંડુ પાણી છંટાવ્યું, થોડીવારમાં રામેશ્વર શાંત થયો, એટલે નાયકે કહયું, ગભરાશો નહી, માત્ર તમને શક ઉપરથી પકડયા છે માટે છુટી જસો, એમ કહી રામેશ્વરના હાથમાં હાથકડી નાંખી, લઇ ગયા, પાર્વતી પતીની પાછળ રડતી કુટતી છાતીમાં અને માથામાં ધુળ ઘાલતી ગાંડા જેવી પાછળ દોડી પણ પોલીસે તેને પકડીને બાજુ પર ઉભી રાખી આ વખતે રામેશ્વરની આંખમાંથી પણ ચોધાર આંસુ વહયાં જતા હતાં, કારણ તે સમજતો હતો ખુન કરવાનો ગુન્હો મોટામાં મોટો છે અને તે તોહમત બદલ મને પોલીસે પકડયો છે. માટે પોલીસ, મારા ઉપર ખોટો પુરાવો ઉભો કરી મને ગુનેગાર ઠેરવશે, જેથી ફાંસીએ જવું પડશે, અને સ્ત્રી છોકરાંનું મ્હોડું હવે ફરીથી જોવાનો વખત આવનાર નથી, જેથી તે અત્યંત રડતો હતો, પારવતીની નજર આગળથી રામેશ્વરને લઇ ગયા, પછી તે સાંત થઈ અને ઈશ્વરલાલને ખોળામાં લઇ ધીરે ધીરે, રડતી માંને રડતી જોઇને ઇશ્વરલાલ પણ બહુ રડવા લાગ્યો, આખરે પડોશીઓએ આવીને પારવતીને સમજાવી, અને કહ્યું કે તું કાલે સવારે માજીસ્ટ્રેટની કોરટમાં જઇને તારા ધણીના બચાવમાં માજીસ્ટ્રેટ સાહેબને અરજી આપજે અને તમારી ખરી હકીકત, જાહેર કરજે, જેથી પોલીસનું પોકળ ફુટી જશે, અને તારો ધણી છુટીને ઘેર આવશે, આ હકીકતથી પારવતીને હીમ્મત આવી.

રામેશ્વરને તે દીવસે, કાચી જેલમાં રાખ્યો, અને બીજે દીવસે માજીસ્ટ્રેટની કોરટમાં કોટવાલ, જમાદાર, નાયક

વિગેરે હાજર થયા, રામેશ્વરને કોરટમાં ઉભો કરવામાં આવ્યો.

માજીસ્ટ્રેટ—તમારૂં નામ શું,

રામેશ્વર—મારૂ નામ રામેશ્વર,

માજીસ્ટ્રેટ—તમે ક્યાંના રહેવાસી છો ?

રામેશ્વર--ભ્રગુપુરના,

માજીસ્ટ્રેટ—આ ગામમાં કેટલા દીવસ થયા રહો છો ?

રામેશ્વર—ચાર મહીના થયા;

માજીસ્ટ્રેટ—તમે આગળ ચોરીના કામમાં કેદ ગયાતા કેમ ?

રામેશ્વર--હા સાહેબ, કેદ ગયો તો, પણ તે ચોરી કર્યા વગર.

માજીસ્ટ્રેટ—કેમ, તમારા ઉપર ચોરીનું તોહમત સાબીત થયું તું કેની,

રામેશ્વર—આ ઠેકાણે રામેશ્વરે, પોતાની ખરી હકીકત માજીસ્ટ્રેટને જણાવી, તે માજીસ્ટ્રેટે લખી લીધી.

માજીસ્ટ્રેટ—તમે આ ખુન કર્યું છે ?

રામેશ્વર—ના સાહેબ.

માજીસ્ટ્રેટ—મમારા ઉપર પુરવાર થશે તો ?

રામેશ્વર—તે સાહેબ, પોલીસની ખટપટ બીજુ કંઇ નહી, ખરી રીતે હું નિરદોશ છું, તે જાણવા વાળો ફકત એક ઇશ્વર શીવાય બીજુ કોઇ નથી,

માજીસ્ટ્રેટ—કોટવાલ તમારો પુરાવો રજુ કરો ?

કોટવાલ—આ કામમાં હમારી તરફના બે સાક્ષી છે. તથા આ રામેશ્વરના છાપરામાંથી છરો, તથા ઘરમાંથી, સુન્નાની હાશડી નિકળ્યા છે. તે આ રજુ કરૂં છું,

માજીસ્ટ્રેટ—સાક્ષીને બોલાવો જોઉ;

કોટવાલ—આ રહયો સાક્ષી,

માજીસ્ટ્રેટ—તારૂ નામ શું, અને શી જાત છે,

૧ લો સાક્ષી—મારૂં નામ, ગફુર, અને જાતે મુસલમાન છું;

માજીસ્ટ્રેટ—તું આ ખુન કરનારને ઓળખે છે.

સાક્ષી—ના સાહેબ, મને તો, નાયક સાહેબે ઓળખાવ્યો હતો, કે આ માણસ ખુન કરનાર છે;

માજીસ્ટ્રેટ—ત્યારે આ ખુનના કામમાં તું શું જાણે છે ?

સાક્ષી—આ માણસે ખુન કર્યું એમ હું જાણુંછું બીજુ કશું જાણતો નથી;

માસ્જીસ્ટ્રેટ—( કોટવાલને ) આવાજ સાક્ષી છે કે, બીજો સાક્ષી રજુ કરો જોઉં,

માજીસ્ટ્રેટ—તારૂં નામ શું, અને શી જાત છે ?

રજો સાક્ષી—મારૂં નામ, રહીમ, અને જાતનો મુસલમાન;

માજીસ્ટ્રેટ—આ ખુન કરનારને ઓળખે છે,

સાક્ષી—હા સાહેબ, એને વરસ દીવસ થયા ઓળખું છું,

માજીસ્ટ્રેટ—ખુનના સંબંધમાં શું જાણે છે, બોલ;

સાક્ષી—સાહેબ, એણે તે સ્ત્રી ને છરાવતી મારી ગળામાંથી હાંશડી કાઢી લીધી તે મે નજરે જોઇ.

માજીસ્ટ્રેટ—તે હાંશડી સોનાની હતી કે રૂપાની.

સાક્ષી—સોનાની સાહેબ, આ તમારી પાસે પડેલી છે તેજ હાંસડીને તેજ છરો, સાહેબ,

માજીસ્ટ્રેટ—આ છરો તે અગાઉ કોઇવાર જોયલો ખરો ?

સાક્ષી—હા સાહેબ, એ છરો મે ઘણું ફેરીને સાહેબ, એ છરો, મે નાયક પાસે જોયલો, અરે નાના આ ઉભા છે, તેની પાસે જોયલો.

માજીસ્ટ્રેટ—સાચેસાચુ બોલ, નહી તો કેદમાં જવું પડશે

સાક્ષી—સાહેબ, બરાબર, યાદ નથી.

માજીસ્ટ્રેટ—કોટવાલ, તમે આમ આવો, તમે આ ખુનીને ક્યાંથી પકડયો, અને એના છાપરામાં છરો છે. અને એના ઘરમાં

હાસડી છે, એવી બાતમી તમને કેણે આપી.

કોટવાલ—સાહેબ જમાદારે આપી.

માજીસ્રેટ—આવો જમાદાર, તમે શાથી જાણ્યું કે એના છાપરામાં છરો છે.

જમાદાર—મને તો સાહેબ નાયકે કહ્યું.

માજીસ્રેટ—નાયક, તમે શી રીતે જાણ્યું તે કહો ?

નાયક—મને એક બાતમીદારે ખબર કરી;

માજીસ્રેટ—તેનું નામ શું ?

નાયક—તે તો હું નથી જાણુતો સાહેબ,

માજીસ્રેટ—વારૂ તે બાતમીદારને કાલે રજુ કરજો.

નાયક—બહુસારૂ સાહેબ !

બીજે દીવસે કચેરી બેસતાંજ રામેશ્વરવાળુ કામ નીકલ્યુ, માજીસ્ટ્રેટે, કોટવાલને પુછ્યું, નાયક ક્યાં છે ? હાજરછે શાહેબ, બોલાવુ ? માજીસ્ટ્રેટ—હા બોલાવો.

નાયક— ( સલામ કરીને ઉભો. ) સાહેબ, હું હાજર થયો છુ.

માજીસ્ટ્રેટ—તમારા બાતમીદારને, રજુ કરો,

બાતમીદાર—શાહેબ હું હાજર છુ,

માજીસ્ટ્રેટ—તમે આ હામેશ્વરને ઓળખો કે ?

બાતમીદાર—હા. શાહેબ ઓળખું છું.

માજીસ્ત્રેટ—તમે કેમ જાણ્યું કે એ માણશે ખુન કર્યું છે ?

બાતમીદાર—શાહેબ, મેં એને ખુન કરતાં જોયો હતો.

માજીસતરેટ—એણે શાવતી ખુન કર્યુ હતું ?

બાતમીદાર—તરવાર વતી શાહેબ,

માજીસતરેટ—ત્યારે તમે તે વખતે, કેમ જાહેર નહિ કર્યું.

બાતમીદાર—શાહેબ, મેં જાણ્યુ હું જાહેર કરીશ તો મારે માથે આવશે. તેથી જાહેર નહી કર્યું.

માજીસતરેટ—ત્યારે તમે પણ એ કામમાં શામેલ છો એમ તમારાજ કહેવા ઉપરથી માલમ પડે છે, કારણ તમે જ્યારે ખુન કરતાં નજરે જોયુ, અને જાહેર નહી કર્યું માટે તમે પણ ગુનેગાર છો.

આતમીદાર—શાહેબ, ખરૂ પુછોછો ત્યારે કહું છું કે હું એ કામમાં કશું જાણતો નથી. મને તો નાયકે ઉભો કરયો છે.

માજીસતરેટ—આ કેસ હવે પુરો થયો છે, માટે બચાવ તરફનો પુરાવો હોય તે રજુ કરો.

રામેશ્વર—શાહેબ, મેંતો આપને પ્રથમથીજ સઘલી હકીગત જણાવી દીધી છે, એ સીવાય મારી પાસે બીજો પુરાવો નથી ?

પાર્વતી—કોરટમાં રજુ થઇને, શાહેબ મારે મારા ધણીનાં સાબંધમાં કેવાનું છે, જે આપ શાંભળી લો પછી આપને યોગ્ય લાગે તેવો ઇનશાફ આપજો.

માજીસતરેટ—તારે જે હકીગત કેહેવી હોય તે સુખેથી કહે, એટલે પાર્વતીએ પોતાનો સઘલો ઇતીહાસ જાહેર કર્યો જે સાંભલી માજીસતરેટ વિચાર કરવા લાગ્યો કે, ખરૂ જોતા, આ માણસ ગુનો કરનાર નથી, પરંતુ પોલીશ અનાવટ કરીને લાવી છે, પણ એના ઘરમાંથી જણસ તથા છરો પંચની રૂબરૂ પકડવામાં આવ્યો છે, જેથી શખ પડતી બાબત છે.

રામેશ્વર—શાહેબ, મારી સ્ત્રીયે જે હકીગત રજુ કરી છે. તે બરાબર છે, હવે એ કરતાં મારી પાસે વધારે પુરાવો નથી.

માજીસતરેટ—ઠીક છે, એ બાબત હું ધ્યાનમાં રાખીસ. એમ કહી તેણે લંબાણ જજમેન્ટ લખી કાઢયું, અને તે-

માં જણાવ્યું કે, ખરું જોતાં આ માણસ ગુનેગાર નથી. એવું આજુ બાજુની હકીકત તપાસતા માલમ પડે છે, આ કામમાં પોલીશે કેટલીક ખટપટ કરી આ માણશને પકડયો હોય એમ દેખાય છે, કારણ પોલીશ તરફના સાક્ષીઓમાં થી ફક્ત એકજ સાક્ષી ટકયો છે, બાકીના બે સાક્ષીઓ ખુલ્લુ કહી ગયા છે. કે હમને પોલીશે શીખવ્યા હતા માટે આ ગુનેઘારને માટે પુરતો સખ રહે છે, કે એ ખરો ગુનેગાર નથી, જેથી ગુનેગારને સખનો લાભ આપી ફક્ત પંદર વર્ષ કાળા પાણીની સજા કરવામાં આવે છે,

માજીસતરેટનું જજમેન્ટ શાંભલી રામેશ્વર કંપી ઉઠયો. તેની આંખ લાલચોળ થઇ ગઈ, તે દાંત પીશીને બોલ્યો, શું, આ રાજમાં આવોજ ઈનશાફ થાય છે? કે, પાર્વતી પોતાના ધણીને સજા થયેલી સાંભળી ઘણુંજ કલપાંત કરવા લાગી, પણ તેજ વખતે તેને ત્યાંથી દુર કરવામાં આવી, અને રામેશ્વરને જેલમાં લઈ ગયા, અને બીજે દિવસે રામેશ્વરને, કાળા પાણીએ, મોકલાવી દીધો, પાર્વતી એ મુકામપર આવી પોતાના પાડોસીઓને હકીગત કહી જેથી તેઓ શઘલા દલગીર થયા, અને પાર્વતી તથા ઈશ્વરલાલ ઉપર અત્યંત દયા ખાવા લાગ્યા અને તેઓના ગુજરાનનો બંધોબસ્ત કરી આપ્યો.

---

## પ્રકરણ ૭ મું.

---

### પાર્વતિની માંદગી.

રામેશ્વર કેદ ગયા પછી પાર્વતિનું શરીર છેક નબળું પડી ગયું હતું, કારણ તે હમેશાં રામેશ્વરને સંભારીને રડયાં કરતી હતી, જેથી તેને જીર્ણજવરનો વ્યાધી વળગ્યો,

જેથી તમી સકતી છેક મંદ પડી ગઈ, શકતી ઓછી થઈ, ખાવાનું બંધ પડયું, અને આખરે, ખાટલા વશ થઈને પડી, આડોસી, પાડોસીઓએ, ઘરની છાલા પાળો દવા કરી પણ તેનાથી પાર્વતીને શારૂ થયુ નહી, અને માંદગી ધીરે ધીરે વધવા માંડી, પથારીમાંથી ઉડાતું બંધ થયુ સ્વાશ ઉપડી આવ્યો. બોલાતું બંધ થયુ; આ બનાવ જોઇને પડોશીઓ ગભરાયા, તેઓએ પાર્વતીની આશા છોડી પરંતુ તેઓએ વિચાર કીધો કે, ડાકટરને લાવવો જોઇએ, એમ વિચારી ગામમાંથી એક હોસીયાર ડાકટરને બોલાવ્યો, ડાકટરે આવીને પાર્વતીને તપાસી, અને બોલ્યો, હજુ કંઇ હરકત જેવું નથી. હું દવા આપુ છું તે એને ખવડાવજો એટલે શારૂ થસે ડાકટરના કેવાથી પાર્વતીના પડોશીઓને હીમ્મત આવી અને તે ખુશ થયા, અને ડાકટરને, પાર્વતીના દુઃખની હકીગત કહી જેથી ડાકટરને પણ દયા આવી, અને તે બોલ્યો, હું દવાના પૈશા લીધા સીવાય એની દવા કરીશ, અને દીવસમાં બેવાર આવીને તપાસી જઇશ, તમો બધા જ્યારે પરમાર્થને માટે મેહેનત કરો છો, ત્યારે હું પણ એટલો ધરમ લઈશ ? ડાકટરનું આ બોલવું સાંભળી પાર્વતીના એક પડોશીએ ઇશ્વરલાલને પાસે બોલાવ્યો, અને ડાકટરને કહ્યુ, શાહેબ, આ છોકરો એ બાઇનો છે, જો એ બાઇને કંઇ થાય, તો આ છોકરો બીચારો રવડી મરે, માટે એ છોકરા સામુ જોઈને હમને સઘળાને બહુજ દયા આવે છે, તેમજ એ બાઈ પણ ઘણીજ મેહેનતુ અને સ્વભાવે શાંત છે, આજ પાંચ ૭ વર્ષ થયાં એ અહીઆં રહે છે, પણ કોઈ દીવસ પણ મોહલામાં કોઇની સાથે એને લડાઈ થઇ નથી, અને બધા એના વખાણ કરે છે, વિગેરે હકીગત ડાકટરને કહી, આ વખતે ઇશ્વરલાલ એક બાજુએ ઉભો રહીને રડયા કરતો હતો, તેને ડાકટરે કહ્યુ, ભાઇ રડ નહીં, તારી

માને શારૂ થશે, કંઈ ફીકર કરીશ નહી, ડાકટરના હીમ્મત ભરેલા વાકય શાંભલી, ઈશ્વરલાલ રડતો બંધ થયો, અને બોલ્યો, મારી માને શારૂ થસે? હા જરુર સારૂ થસે! ડાક્ટરે કહ્યું તું જરા પણ ફીકર કરીશ નહી. ચાલ તુ મારી સાથે મારે ઘેર આવ, હું તને દવા આપુ તે તારી માને પાજે એમ કહી ઇશ્વરલાલને સાથે તેડીને ડાકટરે ચાલવા માંડયુ પાર્વતીના પડોસીએ ડાકટરને ફી આપવા માંડી પણ તેણે લીધી નહી અને બોલ્યો મેં તમને પ્રથમથી કહ્યુ છે કે, આ કામમાં મારે પઇશા લેવા નથી, માટે રહેવાદો, જો તમારી ધ્યાનમાં આવે તો પૈશામાંથી બાઇને સારૂ કંઈ મેવો મંગાવો, એટલું કહીને ડાકટર તથા ઈશ્વરલાલ બન્ને ડાકટરને ઘેર જવા નિકલ્યા, રસ્તામાં ડાકટરે ઈશ્વરલાલને પુછયું તું નિશાળે જાય છે કે? હા શાહેબ, નિશાળે જાઉં છું ઇશ્વરલાલે જવાબ દીધો.

ડાકટર—નિશાળમાં કઇ ચોપડી ભણે છે?

ઇશ્વરલાલ—અંગરેજી બીજી ચોપડી શીખુ છું.

ડાકટર—તારી ઉમર કેટલા વર્ષની છે, તે તુ જાણે છે?

ઇશ્વરલાલ—મારી ઉમ્મર અગીયાર વરસની થઈ એમ મારી મા કેતી હતી,

ડાકટર—ત્યારે તમે શી ન્યાત છો?

ઈશ્વરલાલ—બ્રાહ્મણ છઈએ શાહેબ.

ડાકટર—ઠીક,

એટલામાં ડાકટરનું ઘર આવ્યું, ત્યાંથી ડાકટરે દવા આપી તે લઇ ઈશ્વરલાલ ઘેર આવ્યો, અને દવામાંથી એક ભાગ, પારવતીને પાયો, થોડીવાર થઈ એટલે પારવતીનો તાવ ઉતરી ગયો, સુદ્ધી આવી, એટલે તે ઇશ્વરલાલ તરફ જોઈને બોલી, ભાઉ ઇશ્વર, મારે ખાવું છે, માટે

જો કંઇ હોય તો મને આપ, અને જો નહી હોય તો પેટી પેટીમાં બે રૂપીઆ મેં મુકેલા છે, તેલ અને મારે સારૂ કંઈ ખાવાનું લઈ આવ, બા. તારે શું ખાવું છે, આ બધો મેવો તથા દુધ છે, તું કે તે તને આપુ, મેવો ક્યાંથી લાવ્યો, ભાઈ, પાર્વતીએ હળવે સાદે પુછયું, આપણાં પડોશીઓએ મંગાવ્યો છે, અને તેમણે ડાકટરને પણ બોલાવ્યા હતા, તેણે આ દવા આપી છે, તેમાંથી એક ભાગ પાયો એટલે તને જરા સારૂ લાગે છે, હવે બીજો ભાગ પીવાનો વખત થયો છે, તે પીને પછી જરા મેવો ખા, ઇશ્વરલાલે કહયુ, અને દવા શીશીમાંથી કાડીને પાઈ તથા સોડે બેસીને મેવો છોલીને ખવાડવા લાગ્યો, બા, હવે તને કેમ છે, ઇશ્વરલાલે પુછયુ, મને હવે સારૂ છે, મા તું ગભરાઈશ નહી, મને તો સારૂ થસે, પાર્વતીએ જવાબ દીધો, એટલામાં ડાકટર પાછો આવ્યો, એટલે ઈશ્વરલાલે વ્હેલું વ્હેલું બીછાનું પાથરી ડાકટરને બેશાડયા, ડાકટરે પાર્વતીને પુછયુ, કેમ છે, હવે, તાવ, ઉતરયો કેની;

પાર્વ—હા તાવતો ઉતરી ગયો, અને ખાવાની રુચી થાય છે, જરા મેવો ખાધો છે.

ડાકટર—ઠીક થયુ, બીજુ કંઇ ખાવાની રૂચી છે.

પાર્વતી—બીજુ તો શું સારૂ થાય તો દાળભાત રાંધુ અને તે ખાઉં, એવું થયા કરે છે. છોકરાને કંઈ આવડે, એજ બીચારો, બે ત્રણ દીવસ થયા ધાણા મમરા ફાકીને રહે છે, શું કરીયે, ઇશ્વરની જેવી મરજી. આ વાત કરતાં કરતાં પાર્વતીની આંખમાં પાણી આવ્યાં.

ડાકટર—કોઇ રીતે ગભરાશો નહિ હું પણ બ્રાહ્મણ છું મારે ત્યાંથી તમને શારૂ થાય ત્યાં સુધી દરરોજ ખાવાનું આપી જશે, અને ઈશ્વર હમણાં મારે ત્યાં જશે.

પાર્વતી—ડાક્ટર શાહેબ, તમે મને જીવતદાન આપ્યુ છે, તમારા ગુણુંના બદલો હુમો ગરીબ માણુસ શી રીતે વાલી શકવાના હતાં.

ડાક્ટર—કંઇ ફીકર નહીં એમ કહીને ગજવામાંથી શીશી કાઢીને, આપી ને કહ્યુ, લો આ દવા રાતરે પીજો. અને સવારે હું પાછો આવીશ અત્યારે ઇશ્વરલાલને મારી સાથે તેડી જાઉછું, તે ખાઇને પાછો આવશે, અને તમારે શારૂ લેતો આવશે તે ખાજો.

પાર્વતી—જેવી તમારી મરજી, તમારા મોડા આગળ હું કશું બોલી શકતી નથી, તમને હું મારા ધરમનાં ભાઇ ત રીકે ગણું છું.

ડાક્ટર—કોઇ રીતથી તમારે ગભરાવું નહી, તમને જરા સારૂ થશે, એટલે હુ મારે ઘેર તેડી જઇશ, ડાક્ટરને આવ્યો જાણી આજુ બાજુના પડોસીઓ પણ ઘરમાં આવ્યા હતા, અને પાર્વતીની તબીયત સુધરેલી જોઇ તેઓ ડાક્ટરનાં વખાણુ કરવા લાગ્યા, અને ડાક્ટરની પાર્વતી ઉપર મેહેરબાની જોઇને ઘણુાંજ ખુશી થયા, ડાક્ટર ઘેર જતી વખતે ઇશ્વરલાલને સાથે તેડી ગયા. અને પોતાની સાથે જમાડયો, અને તેની માને શારૂ ખાવાનું આપવાને, પોતાની સ્ત્રીને કહ્યુ, ડાક્ટર ની સ્ત્રી પણ સારા સ્વભાવની અને દયાળુ હતી જેથી તેણે ડાક્ટરને કહ્યું, જો તમે રજા આપો, તો હુંજ ખાવાનું લ ઇને આ છોકરા સાથે જાઉ અને એની માને ખવાડીઆવુ ડાક્ટરે કહ્યુ, ભલે ઘણી ખુશીથી જાઓ, એની મા પણ બીચારી બહુ ભલા સ્વભાવની છે, તારા જવાથી તેને વધારે હીમ્મત આવશે, માટે જવાને કોઈ રીતની અડચણ નથી જેથી ડાક્ટરની સ્ત્રી ઇશ્વરલાલ સાથે ખાવાનુ લઇને ગઈ, પાર્વતીને દવાનો બીજો ભાગ પીધા પછી સારી હોશીયારી

આવેલી હતી, જેથી તે પથારીમાં બેઠી હતી, અને તેની પાસે પડોસમાંની બે ત્રણ સ્ત્રીઓ બેશીને વાતો કરતી હતી તેણે આઘેથી ઈશ્વરલાલને તથા ડાકટરની સ્ત્રીને આવતી જોઇ તે બોલીઓ, લો તમારી ખબર લેવા તો ડાકટર શાહેબ ની વહુ પણ આવ્યા, એટલામાં ઇશ્વરલાલ તથા ડાકટર ની સ્ત્રી બન્ને ઘરમાં પેઠાં પાર્વતીએ ઈશ્વરલાલને ઠપકો દેતાં કહ્યુ, ભાઇ તારાથી નહી લવાયું, કે બીચારાંને ફેરો ખવાડયો, ઈશ્વરલાલ કશું બોલ્યો નહી, પણ ડાકટરની સ્ત્રીયે કહ્યુ, એમાં એ બીચારાનો વાંક નથી, હું મારી મેળેજ તમારી ખબર લેવા આવીછું, લો, તમે જરા આ ઉના, ઉના, દાળભાત ખાઇલો, એટલે તમારૂં મોં જરા સ્વાદ થશે, અને શકિત આવશે ડાકટરની સ્ત્રીયે પાર્વતીને કહ્યુ, પણ તમે અત્યારે શું કરવા તસ્દી લીધી, એતો ઇશ્વરલાલ લાવતે, પાર્વતીએ કહ્યું, કંઇ નહી એમાં શું તમારે કોઈ રીતે મનમાં ગભરાવું નહી, તમને જે ખાવાનું મંન થાય તે કેંજો, હું કરી લાવીશ; ડાકટરનીસ્ત્રીયે, પાર્વતીને હિમ્મત આપીને કહ્યું, બેન હુતો ગરીબ માણુસ છું, મારા દુખનો કશો પાર નથી, ફકત આ છોકરાને જોઇને જીવું છુ, વીગેરે પાર્વતીએ, પોતાના દુઃખની તમામ હકીગત પ્રથમથી કહી જે સાંભળીને ડાકટરની સ્ત્રીની આંખમાં આસુ આવ્યા, અને તે બોલી હશે, જે બનવા કાળ છે, તે બને છે, પંદર વરસ કાલે વહી જશે, અને છોકરો મોટો થઇ આવશે, એટલે તમને હરકત નહી પડે, એવી રીતે કહીને પાર્વતીને હીમ્મત આપી. અને ખાવા બેશાડી. પાર્વતીએ થોડું ખાધુ ત્યાર પછી ડાકતરની સ્ત્રી તેને ઘેર ગઈ, અને પાર્વતી તથા ઈશ્વરલાલ રાત પડવાથી બારણું બંધ કરીને સુતાં, સવારના પોહોરમાં ઈશ્વરલાલ ઉઠીને વાંચવા બેઠો, એટલે ડાકટર શાહેબ આવ્યા ઘરમાં જઇ પાર્વતીને ઉઠાડી ઈશ્વરલાલ બોલ્યો, મા, ઉઠ,

ડાક્ટર સાહેબ આવ્યા, એટલે પારવતી ઉઠીને બેઠી, ડાક્ટરે આવાને નાડ તપાસી, અને પુછયું કેમ છે, રાતે ઉંઘ આવી હતી કે નહી, પારવતીએ કહ્યું હા ઉંઘ સારી રીતે આવી હતી, હવે બીજુ કશું દરદ મને જણાતું નથી. પણ શકતી નથી. તે આવવી જોઇએ એટલે પછી કશી અડચણ નથી. હવે આજે શકિતની દવા આપુ છું: ડાકટરે કહ્યુ, ચાલ ઈશ્વરલાલ દવા આપુ તે લઈજા, ઈશ્વરલાલે લુગડાં પ્હેર્યાં, અને ડાકટરની સાથે જઈ દવા લઈ આવી પારવતીને પાઈ, પારવતી દીન પરદીન સારી થવા લાગી, હવે થોડુ થોડુ ઘરનું કામ કરવા લાગી અને બીજા આઠ દસ દીવસમાં બીલકુલ શારી થઈ, જેથી તે દરરોજ ડાકટરને ઘેર તેની સ્ત્રી પાસે જતી અને તેનું કામ કાજ કરતી, ડાકટરની ઉમ્મર લગભગ પચાસ ઉપરની થવા આવી હતી. તેમજ તેની સ્ત્રીની ઉમ્મર પણ ચાલીશ પીસ્તલીશની થઈ હતી, અને છોકરૂં કંઈ થયુ ન્હોતું, તેમજ હવે છોકરૂ થવાની આશા પણ ન્હોતી, ડાકટરી ધંધામાં તેણે ગામમાં આબરૂ તેમજ પૈશો શારો મેળવ્યો હતો. સગુવ્હાલું કે, ન્યાત તે ગામમાં હતાં નહી, પોતે જાતે બ્રાહ્મણ હતા. જેથી ડાકટરનો તથા તેની સ્ત્રીનો વિચાર ઇશ્વરલાલને પોતાને ત્યાં રાખી તેને ડાકટરી ધંધો શીખવવાનો હતો, અને પારવતીને પણ પોતાને ત્યાંજ રાખવી. એવો બન્ને જણાંએ વિચાર નકી કરી, પારવતીને તે હકીગત કહી જે તેણે કબુલ કરી અને મા દીકરો બન્ને ડાકટરને ત્યાં રહેવા લાગ્યા, પારવતીના સારા સ્વભાવને લીધે ડાકટરની સ્ત્રી તેને દીન પ્રતીદીન વધારે ને વધારે ચાહવા લાગી. અને ઈશ્વરલાલ હોંસીયાર છોકરો હોવાથી તેણે પોતાનો અભ્યાસ, થોડા વખતમાં પુરો કર્યો, ડાકટરે પણ ઘેર માસ્તર રાખી તેને

સારૂ સીક્ષણ આપ્યું, અને ત્યાર પછી તેને પોતાના ડાકટરી ધંધામાં પાવરધો કરવા માંડયો, ગામમાં સઘળાઓ પારવતીને ડાકટરની બેન તરીકે તથા ઈશ્વરલાલને ડાકટરના ભાણેજ તરીકે ઓળખવા લાગ્યા.

---

## પ્રકરણ ૮ મું.



### ડાકટરનો વારસો,

ઈશ્વરલાલની ઉમ્મર વીસ વરશની થવા આવી હતી, અને ડાકટરી ધંધામાં સંપુરણતા મેળવી. પોતે પણ તેજ ધંધો કરતો હતો ડાકટરની ઘરાકી પુષ્કળ હતી. એટલે ઈશ્વરલાલનો ધંધો સારી રીતે ચાલતો હતો, ઈશ્વરલાલને રાખ્યાપછી ડાકટર થોડાજ વરશમાં મરણ પામ્યો હતો, અને તેણે મરતી વખતે પોતાની સઘળી મીલકતનો વારસ ઈશ્વરલાલને કરયો હતો, તેમજ ડાકટરે પોતાની હૈયાતીમાં ઈશ્વરલાલને, પાસેના એક ગામમાં પરણાવ્યો હતો, કન્યાપણ મોટી હોવાથી ડાકટરનાં છતાંજ ઘરમાં આવીને રહી હતી, ડાકટરના મરણ બાદ તેની સઘળી ક્રીયા ઈશ્વરલાલે કરી હતી, આ વખતે ડાકટરની સ્ત્રી હૈયાત હતી, પણ ડાકટરના મરણ બાદ થોડા માસ પછી તેને ક્ષઈનો રોગ લાગુ પડયો, અને આખરે તેમાં તે પણ મરણ પામી, તેની ઉતર ક્રીયા વિગેરે પણ ઈશ્વરલાલે કરી પારવતીને ડાકટરની સ્ત્રી સાથે ઘણીજ પ્રીતી થઈ હતી, જેથી ડાકટરની સ્ત્રી ગુજરવાથી તેણે ઘણુજ કલપાંત કરયું, અને હમેશાં તેને સંભારીને રડતી, આ વખતે તેને રામેશ્વર પણ ઘણોજ યાદ આવતો, તે વખતે ઈશ્વરલાલને કેતી કે, સૂપના દીવસ તારા

સીતાએ જોયા નથી, તેને આવવાની મુદત હવે પુરી થઈ છે, માટે હવે તે જો આવે તો સુખના દીવસ જોઈ ઘણુંજ આનંદ પામે, આવી રીતે ઇશ્વરલાલને કેતી અને વારે વારે રડયા કરતી, ઇશ્વરલાલ તેને ઘણું સમજાવતો, અને કેહે કે મા ઈશ્વરે જે ધારેલું હશે તે થશે, તુ મને દળણાં દળીને ખવા ડતી હતી, તેપણ દીવસ, અને આજે ઘરમાં પાંચ દશ નોકર અને ઘોડા ગાડી છે, તેપણ વખત, તું શું એમ કેઈ દીવસ ધારતી હતી કે આપણે આટલા બધા સુખી થઇશુ, ખરી વાત છે બેટા, પણ ખરું પુછે, તો તારા બાપે આપડે સારૂજ આવું દુઃખ માથે ઉચકી લીધું છે, એમ કહી પાર્વતીએ પ્રથમથી માંડીને રામેશ્વર પંદર વરસ સુધી કાળા પાણીએ કેમ ગયા અને તેમાં પોલીસે કેવી કેવી ખટપટ કરી હતી વિગેરે વાતથી માહીતગાર કર્યો, પાર્વતીની હકીગત સંભળીને ઇશ્વરલાલ ઘણોજ દલગીર થયો, અને પોલીસને ઘણુજ ધીકારવા લાગ્યો, ડાકટરનો વારશો કંઈ થોડો ઘણો નહોતો કારણ મરનાર ડાકટરે વીસ વરસની ઉમરથી એ ધંધો કરવા માંડયો હતો, જેથી તેણે મરતાં સુધીમાં ખાતાંપીતાં લગભગ દશ પંદર લાખ રૂપીયા રોકડા, અને બીજી જાગીરો મેળવી હતી. તે સઘલાંનો માલીક, હવે ઇશ્વરલાલ થયો છે, તેમજ ધંધામાં પણ દરરોજના પચાસ સાઠ રૂપીયા કમાતો, જેથી તેણે પોતાને ત્યાં ગરીબ બ્રાહ્મણોને તેમજ સાધુ સંતને સદાવ્રત આપવા માંડયુ હતુ, તેમજ ડાકટરના નામની એક પાઠશાળા, અને પુસ્તકાલય સ્થાપન કર્યાં હતાં, ઈશ્વરલાલનો સ્વભાવ પણ ઘણોજ શાંત, મીલનસાર, અને દયાળુ હતો, જેથી ગામમાં સઘળા લોકો એને સારી રીતે ચાહતા, અને માન આપતા, ઇશ્વરલાલ પણ પોતાની પુર્વની સ્થીતી ભુલ્યો નહોતો જેથી તે ગરીબ માણસો ઉપર ઘણીજ દયા રાખતો અને પોતા

ન્હાથી અને એટલી મદદ કરીને તેનું કામ કરતો, તેમજ અશાલના પડોસીઓ કે જેણે પારવતીની માંદગી વખતે મદદ કરી હતી તેઓના ઉપકાર પણ ઇશ્વરલાલ ભુલ્યો ન્હોતો તેને પણ જેમ જેમ તેઓને જરૂર પડતી ગઇ. તેમ તેમ મદદ કરી તેનાં છોકરાઓને સારી નોકરીઓ અપાવી, અને કેટલાકને પોતાનાપૈસા આપી વેપાર ધંધામાં ઠેકાણે પાડયા, પારવતી પણ હમેશાં આખો દીવસ ઇશ્વર ભજનમાં ગાળતી. અને નિત્ય જુદા જુદા બ્રાહ્મણોને દાન આપ્યા પછી ખાતી, ઇશ્વરલાલની સ્ત્રી પણ સદગુણી, અને ઉંચા કુળની હતી, તેમજ સ્વરૂપમાં પણ તેના કરતાં સારી સ્ત્રી આખા ગામમાં ન્હોતી, એટલુંજ નહી પણ તેણે સારી રીતે વિદ્યાભ્યાસ કરેલો હતો, જેથી તેનમાં કોઇ પણ જાતનો કુછંદ ન્હોતો, હંમેશા હસ્તે મ્હોડે, ઘરના માણસો સાથે વાત કરી. તેઓને કાબુમાં રાખતી.

ઇશ્વરલાલ આખા ગામમાં એક મોટા ગ્રહસ્થ તરીકે ગણાવા લાગ્યો, મોટા મોટા સરકારી અમલદારો પણ એને ત્યાં આવવા જવા લાવ્યા, ગામના દરેક મોટાં કામોમાં તેની સલાહ લેવામાં આવતી, તેમજ જો કઇ ઉઘરાણું કે ટીપ કરવાસાં આવતી. તો ઇશ્વરલાલનું નામ પ્રથમ લખવામાં આવતું, અને તેજ મુજબ તે પણ તેમાં સારી રકમ ભરીને પોતાના નામની સાર્થ્યતા કરતો, થોડા દીવસ બાદ ઇશ્વરલાલની સ્ત્રીનું શ્રીમંત આવ્યું, તે સારી રીતે કર્યા પછી તેને તેનાં પીયેરથી તેડુ આવ્યું જેથી તેને ત્યાં મોકલવામાં આવી. ત્યાં તેને પુત્ર અવતર્યો, તેની વધામણી લઇને ગોર ઇશ્વરલાલને ત્યાં આવ્યો, પુત્રની વધામણી સાંભળીને પારવતી ઘણીજ ખુશ થઇ, અને ગામમાં શાકર વેંચાવી અને ગોરને સારો સરપાવ આપી,

વિદાય કીધો, અને એ ત્રણ દીવસ બાદ, પારવતી પણ ગામની આબરૂદાર સ્ત્રીઓને તેડાને ઇશ્વરલાલના પુત્રને રમાડવા ગઇ; થોડા દીવસ બાદ વહુ પુત્રને લઇને ઘેર આવી, ગામના લોકો, છોકરાને રમાડવા આવતા લાગ્યા અને દરેક જણ છોકરાને સારૂ ટોપી, ઝભલા, દાગીના, વિગેરે લાવતા અને છોકરાને રમાડીને આપી જતા, છોકરો પણ ઘણો સ્વરૂપવાન હતો, જેથી કોઇને હાથમાંથી મુકવો ગમતો નહીં, ઘરના નોકર ચાકરો પણ આખો દીવસ છોકરાને રમાડતા અને છોકરો પણ તેની માની દરકાર રાખ્યા વગર રમ્યા કરતો, આવી રીતે ઇશ્વરલાલના દુઃખના દીવસ દુર થઇ ગયા, પૈશા મળ્યા, આબરૂ મળી, મોટા માણસમાં ગણાવા લાગ્યો સ્ત્રી મળી, છોકરો થયો અને ગામમાં એક મોટા માણસ તરીકે ઓળખાવા લાગ્યો, પાર્વતી પણ સઘળી વાતે સુખી થઇ, પણ તેનું અંતઃકરણ હમેશા રામેશ્વરના વિયોગને લીધે, બળ્યા કરતું તેને ઘડી ઘડી, બ્રહ્મપુરનું ભાડાનું ઘર યાદ આવતું, ખાવાને સારૂ, પાસે પૈસો નહોતો, અને રામેશ્વર આખી રાત રવડીને ખાવાનું લાવતો તે વાત મોં આગળ ખડી થતી, અને ઇશ્વરલાલ ભુખે રડતો, તેને છાનો રાખવાને હજારો જાતના પ્રયત્ન કરવા પડતા, તે બધુ યાદ આવતું ત્યારે તેની આંખમાંથી આંસુનો પ્રવાહ વહેતો, સાસુને રડતાં જોઇ, ઇશ્વરલાલની વહુ પુછતી કે તમે શા માટે રડોછો, તમને શું દુઃખ છે,? આનો જવાબ ના કંઇ નથી. કહીને પારવતી પોતાનું રડવું બંધ કરતી, એક દીવસે ઇશ્વરલાલને તેની સ્ત્રીયે પુછયું ? તમારી મા, આખો દીવશ ઉદાશ રહે છે, અને વખતે એકલાં પડે છે. ત્યારે રડયા કરે છે. તેનું શું કારણ છે ? તમે જાણતા હોતો કહો, ઇશ્વરલાલ આ વાત સાંભળીને કાંપી ઉઠયો, અને

એક લાંબો નિસાસો નાખી બોલ્યો, એમાં તને કહેવા જેવું કશુંએ નથી, એતો એનો સ્વભાવ એવોજ છે, એમ કહીને ઇશ્વરલાલે વાત ઉડાવી દીધી, અને તેની સ્ત્રી સમજી ગઈ કે એમને પણ એ વાત પુછવાથી દુઃખ પ્રાપ્ત થાયછે માટે તેણે પછી કોઇવાર તે વાત પુછી નહી,

ઇશ્વરલાલ ડાક્ટરી ધંધામાં ધીરે ધીરે, ઘણોજ હોંશીયાર થયો જેથી તેને આજુબાજુના ગામોમાંથી પણ તેડાં આવવા લાગ્યાં, જેથી તે ગામ પણ જવા લાગ્યો થોડા વખતમાં તે એટલો બધો જાણીતો ડાકટર થઈ પડયો કે ઘણે દુરથી લોકો તેની દવા કરવા આવવા આવવા લાગ્યા, આવી રીતે ઇશ્વરલાલને ડાકટરનો વારશો મળવાથી તે સુખી થયો, અને પોતે પણ કીરતી સંપાદન કરી, ગામના લોકોનો, તેમજ પરગામના લોકોનો, માનીતો થઈ પડયો,

સઘળી વાતે સુખી થયાં, પણ પારવતીનાં મનનું દુઃખ હજુ સુધી જેવુંને તેવુંજ હતું, તે રામેશ્વરને ગયાને કેટલાં વરસ થયાં તે ગણતી, અને આજ આવશે, કાલ આવશે એવી આશામાંને આશામાં દીન ગુજારતી,

---

## પ્રકરણ ૯ મું.

---

### રામેશ્વરનો છુંકારો.

પંદર વરસની મુદત પુરી થઈ એટલે રામેશ્વરને રજા આપવામાં આવી, તે વખતે રામેશ્વર વિચારવા લાગ્યો કે હવે કયાં જવું, પુત્ર અને સ્ત્રી કયાં મળસે, વિગેરે વિચાર કરતો, કરતો, વિનોદપુરમાં આવ્યો, અને પોતે પ્રથમ જયાં ભાડાનું ઘર રાખ્યુ હતું ત્યાં ફરીને જોવા લાગ્યો, પણ પંદ

૨ વરસમાં ત્યાં ઘણો ફેરફાર થઈ ગયેલો હોવાથી, તેને ત્યાં કશો પતો મળ્યો નહી, આખરે તે ગામમાં આમ તેમ ફરવા લાગ્યો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, પંદર વરસ થયાં તેઓ શું મારે સારૂ અહીયાં બેશી રહ્યાં હશે, કાંતો કોઈ જગ્યાએ, ચાલ્યા ગયા હશે, કે પછી ખાવાનું નહી મળવાથી આખરે ભુખે મરી મરણ પામ્યો હશે, માટે હવે તેનું મોહુ હું જોઇ સકનાર નથી, ત્યારે હવે મારે જીવીને શું કરવું, કોને માટે જીવવું જેની આશામાં ને આશામાં મેં પંદર વરસ કાડયા પણ તેનો તો પતોજ લાગતો નથી, માટે હવે તો ગમે ત્યાં રવડી રઝળીને મરવુ, એજ મારા નસીબમાં લખેલું છે, એવા વિચાર કરતો કરતો તે નદી કીનારે આવી પહોચ્યો નદીના કીનારાપર બેસીને વીચાર કરવા લાગ્યો કે, હવે પુત્ર અને સ્ત્રીની આશા નથી, ત્યારે મરવું એજ સારૂં છે, શું દુનીયાંમાં જનમીને બે વાર મરવું છે, વ્હેલા કે, મોડા એક વાર બધાનેજ મરવું છે, ત્યારે પછી વિચાર શો કરવો, નદીમાં પડીને ડુબી મરવું, એજ સારૂં છે, એમ નકી ઠરાવ ઉપર આવ્યો, અને લુગડાં કાઢી પોટલી બાંધી નદીમાં પડવાનો વિચાર કરતો હતો એવામાં તેણે નદીના કીનારા ઉપર પાર્વતીના જેવી એક સ્ત્રી જોઈ, પોટલી બગલમાં મારી તે સ્ત્રીની તરફ દોડયો, અને તેને પુછવા લાગ્યો, બાઇ તમારૂં નામશું, તારે મારા નામનું શું કામ છે, પેલી સ્ત્રીયે જવાબ દીધો, નામ કેવામાં તમને શો હરકત છે, રામેશ્વરે, પેલી રસ્તે જતી સ્ત્રીને ફરીથી પુછયું.

સ્ત્રી—તુ તારે રસ્તે જા, તારે મારા નામથી શું કામ છે?

રામેશ્વર—તારૂ નામ પાર્વતી છે?

સ્ત્રી—મોઈ, પાર્વતી, અને મુઓ તુ, જા તારે રસ્તે નહી તો માળ ખાસે.

રામેશ્વર—પુછવા માટે ગાળ શાને શારૂ દેછે, એમ કહીને તેને છાતીમાં જોરથી મુકી મારી ત્યાંથી ચાલ્યો ગયો.

સ્ત્રી—મેર, મુવા, રસ્તે જતી બાઇડીઓની મસ્કરી કરે છે, અને વળી મુઓ મારીને નાસી ગયો, એમ કહીને ગાળ દેતી દેતી તેપણ ચાલી ગઈ.

રામેશ્વર, દુર જઈને એક ઝાડ નીચે બેઠો, આ વખતે બપોર થઇ ગયા હતા, જેથી રામેશ્વના પેટમાં ભુખ લાગી પણ પાસે એક પેશો સરખો પણ ન્હોતો, કે તેના મમરા લાવીને ખાય, અને ક્ષુધાને સાંત કરે, ભુખને લીધે, મરવાની વાત અને પુત્ર, સ્ત્રીની વાત પણ ભુલી ગયો તે મનમાં કઇ બબડયો, અને પાછાં લુગડાં પ્હેરી લીધાં અને પાછો ગામ તરફ ચાલ્યો, બજારમાં આવી એક મીઠાઈવાળાની દુકાને જઈ મીઠાઈ માંગી મીઠાઈવાળા, મીઠાઈવાળાએ જવાબ દીધો, મીઠાઈના તો પૈશા બેસે છે, ભુખ લાગી હોય તો ગામમાં ફરો કકડો કકડો રોટલો માગીખા, આ શાંભળી રામેશ્વરને ગુસ્સો ચડયો, અને મીઠાઇવાળાને એક તમાચો મારી દુકાનની હેઠે પાડયો. અને મીઠાઈની થાળી લઇ ત્યાંથી રસ્તે પડયો દુકાનદાર તેની પાછળ દોડયો, અને ચોર ચોરની બુમ પાડવા લાગ્યો, રામેશ્વર હાથમાં થાળી લઇ મીઠાઇ ખાતો ખાતો, પાછો દુકાનદાર તરફ આવવા લાગ્યો, એટલે દુકાનદારે પાછા પગલે હઠવા માંડયું, રામેશ્વર મીઠાઈ ખાઇ રહયો, એટલે મીઠાની ખાલી થાળી દુકાનદાર તરફ ફેંકીને ત્યાંથી ચાલતો થયો, અને ગામ બહાર જઇ એક ઝાડ નીચે સુતો, રાતના પણ ગામમાં આવી એક દુકાન ઉપરથી મીઠાઇ લઈને ખાધી. અને દુકાનદારે પેશા માગ્યા ત્યારે તેને મારીને નાસી ગયો, અને રાતના પેલા ઝાડ નીચે સુઇ રહયો. સવારે પાછો નદીમાં નાહીને ગામમાં આવ્યો, અને એક મેવાવાળા

ની દુકાને જઈ તેને મારી ખત્રાય એટલો મેવો ખાઈ ત્યાં થી રસ્તે પડ્યો, રામેશ્વરની આ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ કે કોઈ લુટારો આવ્યો છે, તે લોકોની દુકાન લુટીને ખાઈ જાય છે, જેથી પોલીસ તેની શોધમાં નિકળી રામેશ્વર મેવો ખાઈને એક કાપડવાળાની દુકાને ગયો અને ત્યાંથી પોતાને પહેરવાને જે જોઈએ તે દુકાનદાર પાસે લઈ, તેને પણ પઈશા આપ્યા વગર રસ્તે પડ્યો, દુકાનદારે પાછળ દોડીને પકડ્યો, એટલે રામેશ્વરે તેને છાતીમાં એક લાત મારી, ત્યાંથી નાસી ગયો, કે હવે પોલીશ મને પકડવા આવશે, માટે હવે તો પોલીશને પણ હાથ બતાવવો, પણ મારી પાસે હથીયાર નથી, માટે એકાદ પોલીશની ગેટમાંથી તરવાર લઇ લઉં, એવો વિચાર કરી, એક પોલીશ ગેટ આગળ ગયો, ત્યાં બપોરનો વખત હોવાથી સઘળા શીપાઈઓ ઉંઘતા હતા, અને હથીયારો ખોટી ઉપર ટાંગેલા હતાં ત્યાં જઇ ખીટી ઉપરથી એક તરવાર તથા ભાલો લઇને ચાલતો થયો, આ વખતે તેને પોલીશના કોટવાળની અને જમાદારની ખટપટ યાદ આવી, મને વગર વાંકે પંદર વર્ષ ફસાવ્યો, મારી સ્ત્રી પુત્રથી જુદો પાડયો, અને આખરે મને આવો, રવડતો કર્યો, તે સઘળા પોલીશના ટમપંચ, પણ હું પણ ખરો, કયારે, કે હવે, એજ પોલીશને ત્રાય ત્રાય પોકરાવું, અને જેટલા હાથમાં આવેલા તેને પુરાજ કરી, મારૂ વેર લઉં, ત્યારેજ મારી દાઝ હોલાસે, આખરે મરવું તો છેજ કેની, ત્યારે નામ કરીને શા માટે નહી મરવું આવા વિચાર કરતો તે પેલા ઝાડ નિચે આવીને બેઠો, ગામના દુકાનદારો પોલીશમાં ફરીયાદ કરવા ગયા, અને બોલ્યા, જમાદાર જમાદાર સાહેબ, હમારે હવે હમારો ધંધો રોજગાર, કેવી રીતે કરવો આજ ત્રણ ચાર દીવસ થયા, એક માણસ આવેલો છે. તે પોતાની નજરમાં આવે તે દુકા

નમાં પેસી જઈ પોતાની નજરમાં આવે તે વસ્તુ લઈને ચાલતો થાય છે, અને પકડવા જઈએ છઈએ ત્યારે ઉલટો સારે મારે છે. માટે એનો કંઈ બંદોબસ્ત કરો તો સારૂ નહી તો હમે કાલથી દુકાનો બંધ કરીને ગામમાં હડતાલ પાડીશુ; આ હકીગત શાંભળી જમાદારે બધાને શાંત પાડયા અને કહ્યુ, આજે ને આજે એનો બંદોબસ્ત કરૂ છું, એટલામાં પોલીશની ગેટ ઉપરથી એક શીપાઈ ખબર લાવ્યો કે નંબર ત્રીજાની ગેટમાંથી એક તરવાર તથા એક ભાલો, કોઈ ચોરી ગયુ, આ સાંભળી જમાદાર જરા વિચારમાં પડયો, અને બોલ્યો, જાવ તેની સોધ કરો, અને ચોરને પકડી મારી પાસે લાવો, એટલામાં નાયકે આવી જમાદારને સલામ કરી, જમાદારે નાયકને કહ્યુ, ગામમાં કોઇ હરામખોર આવ્યો છે. તે આ બીચારા વ્હેપારીઓને દુઃખ દે છે, અને જેનો તેનો માલ લુંટીને ખાઈ જાય છે, માટે તેની તપાસ કરી પકડીને મારી પાસે લાવો, નાયકે કહ્યું ઠીક સાહેબ બંદોબસ કરૂ છું, એમ કહીને નાયક ત્યાંથી ગયો, અને દુકાનદારો પણ સૌ સૌને ઘેર ગયા.

રાત પડી, એટલે રામેશ્વરે વિચાર્યું હવે ભુખ લાગી છે. માટે ગામમાં જઈ ખાવાની વેતરણ કરૂં, એમ વીચારી ત્યાંથી ઉઠયો અને ગામમાં આવ્યો, આ વખતે રામેશ્વરે પોતાનો વેસ જુદોજ કરયો હતો ધોતીઉ પ્હેરી, તેનો કચ્છો મારી ઉપર એક બીજુ ધોતીઉ વીટાળેલુ હતું, અને કમ્મર સુધીનું એક ખદન ગ્હેરી તેના ઉપર એક બેસ બાંધી તે ઉપર તરવાર બાંધી હતી; માથે ફેટો બાંધી ગોઢા ઉપર બોકાની બાંધેલી હતી, અને હાથમાં ભાલો પકડી નિરભયપણે ગામના બજારમાં ફરવા લાગ્યો, તેને જોઇ લોકોએ દુકાન બંધ કરવા માંડી અને નાસાનાસ થઈ રહી, રામેશ્વરે જાણ્યું જો બધી દુકાનો બંધ થસે

તો ભુખે મરવું પડસે, તેથી એક દમ તે એક મીઠાઈની દુકાનમાં ઘુસી ગયો, અને દુકાનદારને ગળચી પકડી દુકાનની બહાર ફેંકી દીધો, અને જેટલી લેવાઇ તેટલી મીઠાઈ પોતાના એક છેડામાં લઇ ખાતા ખાતા ત્યાંથી ચાલવા માંડ્યુ, ગામમાં ને બજારમાં દોડાદોડી થઈ, લોકો નાસ ભાગ માં પડ્યા અને કેટલાક શીપાઈને બોલાવવાને દોડયા, રામેશ્વર નિરભયપણે ત્યાંથી ચાલ્યો જતો હતો તેણે પોતાની સામે બે ચાર પોલીશના શીપાઈઓને આવતા જોયા, એટલે કમ્મરમાંથી તરવાર કાઢી અને ખુલ્લી તરવાર કરી ચાલવા લાગ્યો, શીપાઈઓ લગભગ ચાવો પહોંચ્યા પણ રામેશ્વરનુ સ્વરૂપ અને ઠાઠ જોઇને બીધા, એક શીપાઇ હીમ્મત કરી રામેશ્વરને પકડવા આવ્યો તેને રામેશ્વરે તરવારથી ઠાર કરયો, અને બીજાઓને પકડી તેનાં નાક કાપી લીધાં અને ત્યાંથી નાસી ગયો ગામમાં ત્રાસ વરતાઈ ગયો કોટવાળ તથા જમાદાર, ત્યાંથી આવી પોચ્યા, અને જુવે છે તો નાયક ત્યાં મરણ પામેલો હતો, અને બીજા પાંચ છ શીપાઈઓનાં નાક કપાયલાં હતાં જેથી તેઓ પણ લોહીના નિતરતા બેભાન થઇ પડેલા હતા, તે સઘળાને ડોળીમાં ઘાલીને ડાકટર પાસે મોકલ્યા, અને નાયકના સબનું પંચાતનામું કરી, તેને તેના સગાવ્હાલાને શોપ્યુ, આ સઘ કરતાં લગભગ રાતના બે વાગી ગયા, રામેશ્વર નાસીને ગામની બહાર થોડે છેટે એક વાવ હતી ત્યાં ભરાઈને નચીંનથી ઉઘ લેવા માંડી.

બીજે દીવસે પણ બજારમાં લુટ પાડી એક બે પોલીસના નાક કાપી નાસી ગયો, રામેશ્વરની બાહાદુરી જોઈને આસ પાસના ચોર લોકો તેને આવી મળ્યા, અને થોડા દીવસમાં પચાસ પોણોસો માણુશોનો જમાવ થઈ ગયો બધાએ મળી રામેશ્વરને પોતાનો, સરદાર બનાવ્યો, અને

પછી મોટી મોટી લુટો પાડવા માંડી, આથી વિનોદપુરના તેમજ આજુ બાજુના ગામના લોકોમાં ભારે ગડબડાટ મચી રહી. લોકોએ પોતાનો વેપાર ધંધો બંધ કરયો, અને પાસે જે હોય તે જમીનમાં દાટી દીધું. કારણ કઈ વખતે ધાડ પડશે એ કંઈ નકી નહોતું કારણ રાત્રે સઘળાનો વિચાર થાય ઓ રામેશ્વરનો હુમમલે ત્યાં સઘળા ચોરો જતા, ઓ લુટફાટ ચલાવતા, આવી રીતે રામેશ્વર એક જબરો લુટારો થઈ પડ્યો, જેથી તે પાર્વતીની અને ઈશ્વરલાલની વાત ભુલી ગ ો, એક દીવસ એક ગામમાં લુટ પાડતા ગામના લોકોને હાથે રામેશ્વર, ઘાયલ થયો એટલે લોકો પોલીશને જોડેના ગામમાં બોલાવવા જતા હતા, એટલામાં ઈશ્વરલાલ તે ગામમાં કોઇની દવા કરવા આવ્યો હતો, તેણે રામેશ્વરને ઘાયલ થયેલો જોઈ લોકોને કહ્યું હવણાં મને એની દવા કરવા દો, અને પછી તમે એને પોલીસમાં સોંપી દજો, એમ કહી રામેશ્વરને જ્યાં વાગ્યું હતું ત્યાં મલમપટા માર્યા, થોડીવારમાં સાવધ થયો એટલે ડાકટર સામુ જોઇને બોલ્યો, ડાકટર સાહેબ તમે મને જીવતદાન આપ્યુ છે, તેનો ગુણ હુ કદી ભુલી જઈશ નહી એમ કહીને ત્યાંથી લાગ જોઇને છટકી ગયો, એટલે તેના સાથીઓ તેને ઘોડા ઉપર બેશાડી તેડી ગયા, અને રામેશ્વર પકડાતો બચી ગયો, થોડા દીવસમાં રામેશ્વરનો ઘા રૂઝાઈ ગયો અને પાછો ટટાર થઇ ગયો એટલે જે ગામના લોકોએ એને ઘાયલ કીધો હતો તેજ ગામ લુટવાનો વિચાર કરી પોતાના સઘળા માણસો સાથે ખરે બપોરે તે ગામમાં લુટ પાડી હજારો રુપીયાનો માલ રામેશ્વર લુટી ગયો, અને પોલીશ વ્હારે આવી તે સઘલાના નાક કાપી લીધા, આથી રામેશ્વરનો ભય ઠામ ઠામ પ્રસરી ગયો અને લોકો એનું નામ સાંભળીને કંપી ઉઠતા તેમજ છોકરાંઓ એનુ નામ શાંભલી ર'તા છાના રહેવા લાગ્યા.

## પ્રકરણ ૧૦ મુ.



### જીવતદાનનો બદલો



રામુ શરદારના ભયથી, આખો દેશ કંપવા લાગ્યો, જ્યાં ત્યાં, રામુ શરદારની વાત, આજે આ ગામમાં ધાડ પાડી, તો કાલે બીજા ગામમાં ચોરી કરી, એવી રીતે અવાર નવાર રામેશ્વર દેશમાં લુટ ફાટનો ધંધો, ચલાવવા, લાગ્યો, પોલીશ, તેની પાછળ રવડી રવડીને થાકી ગઇ, પણ રામેશ્વર હાથમાં આવ્યો નહી, કોઇ વખત બાવાનો વેશ લઈને પોલીશને છેતરે તો કોઇવાર વળી કંઈ બીજેજ ચમત્કાર કરતો અને પોલીશને રંજાડતો રામેશ્વર લુંટનો ધંધો કરતો હતો પણ તે લુંટમાંથી જે ધન મળતું તેનો ઉંપયોગ, તે સારો કરતો હતો, કારણ તેને લુટમાંથી અડધો અડધ ભાગ મળતો તે બ્રાહ્મણોની દીકરીઓનું કન્યાદાન દેવામાં અને યાત્રાળુ સાધુસંતનો જમાડવામાં વાપરતો એટલુંજ નહી પણ ગરીબ માણશોને તે ઘણીવાર પુશ્કળ ધન આપતો, જેથી ગરીબો, યાત્રાળુ, અને બ્રાહ્મણો, તેને અત્યંત ત્યંત આશીરવાદ દેતા, અને રામેશ્વરને કરણ રાજા કહીને બોલાવતા જેથી તે અત્યંત ખુશ થતો ઘણીવાર તે જ્યારે ગામડાંઓમાં લુંટ પાડવા જતો, અને વખતે ફસાઈ પડવાનો વખત આવતો ત્યારે ને બ્રાહ્મણોનો કે સાધુનો આશ્રય લેતો જેથી તે પોલીશના પંજામાંથી બચી જતો આવી રીતે રામેશ્વર પોતાના દીવસ ગુજારવા લાગ્યો એક દીવસ રાત્રે રામેશ્વર પોતાના સોબતીઓ સાથે એક ગામ જવાને નિકળ્યો હતો, રાત અજવાળી હોવાથી ઘણે દુર સુધી નજર

પોહોંચતી હતી, રામેશ્વરના એક સોબતીએ રામેશ્વરને ક-હ્યું, જુઓ સામેથી પેલી પાલખી જેવું કંઈ આવતું હોય એવું દેખાય છે, એમાં કોઈ શાહુકાર બેઠો હશે, એમ લાગે છે, આપણને શુકનતો સારા થાય છે, પરમે-શ્વરે રસ્તામાંજ આપણને ભક્ષ આપ્યુ આ સાંભળી રામે શ્વરે લાંબી નજર કરીને જોયુ તો સામે પાલખીમાં બે-સીને કોઈ આવતું દેખાયું, એટલે તેણે પોતાની ટોળીને આજુબાજુ છુપાવાનો હુકમ કરયો, એટલે તેઓ આજુબાજુ ની ઝાડીમાં સતાયા, ફકત રામેશ્વર અને બીજા બે મા-ણુસો તેની સાથે એક ઝાડની ઓથમાં છુપાઈને ઉભા ર-હ્યા પાલખી ધીરેધીરે પાસે આવવા લાગી, જેવી પાલ-ખી નજીકમાં આવી, એટલે એક માણુસે પાલખી ઉચકના રના પગમાં ડાંગનો એક ઝપાટો મારયો એટલે તે પડયો, અને બીજા ત્રણે પાલખી નીચે મુકી પેલા ડાંગ મારનારને પકડવા દોડયા, એટલે રામેશ્વર ખુલી તરવાર કરી પાલ-ખી તરફ ધસ્યો પાલખીમાં બેસનાર માણુશ ચમકગો અને અને પાલખીની બહાર માથુ કાઢી જોયુ તો હાથમાં ખુલ્લી તરવારથી ઉભેલા બે ત્રણ આદમીને જોયા, એટલે તેનું શ રીર કપવા લાગ્યું બોલવાની શકતી જતી રહી. અને મ-નમાં નિશ્ચે કરયો કે હવે બચવાનો આરો રહયો નથી જેથી મન સાંત કરી હીમ્મત પકડી અંદરથી બોલ્યો, ભાઇઓ મને મારશો નહી, મારી પાસે જેછે તે હું તમને હવાલે કરૂંછું, મારી પાસે બીજુ તો કશું નથી, પણ જે ગામમાં દરદીને દવા કરવા ગયો હતો. ત્યાંથી મલેલા રૂપી યા ૫૦) છે. અને બીજી દવાની પેટી છે, તે તમને કશા ઉપગોગની નથી, એટલું કહીને તે પાલખીમાં બેઠેલો મા ણુસ મુંગો રહયો.

---

રામેશ્વરે આ માણુસને ઓળખ્યો એટલે પોતાની ત રવાર મ્યાનમાં ઘાલી, અને પોતાના માણુશોને કહ્યું દુર ખસો મને વાત કરવાદો, કારણ આ માણુસ કોઈવાર મારા પરીચયમાં આવ્યો હોય એમ દેખાય છે, તમારાતો જ્યાં જોઈએ ત્યાં પરીચયવાળા મળે છે, આપણે વળી પરીચય કેવો, ને ઓળખાણ કેવું, ઉતરાવો લુગડાં ને કાડો પાલખોની બહાર, રામેશ્વરના સોબતીયે કહ્યું; રામેશ્વર આ સાંભળી ખીજવાઈ ગયો, અને બોલ્યા જા જા દુર ખસ નહીતો હવણાં બતાવી આપીશ, તને કોણ વચમાં ડાયો કરે છે, જા, આઘો રહે, એમ કહીને તેને દુર કાઢ્યો અને પેલા પાલખીમાં બેઠેલા માણુશને પુછવા લાગ્યો.

રામેશ્વર—તમે શું ડાકટરછો !

ડાકટર—હા હું ડાકટરછું,

રામેશ્વર—તમે આજથી એક મહીના ઉપર બાથીપુર ગામમાં રાત્રે હતા,

ડાકટર—હા તે દીવસે હું ત્યાં એક દરદીને દવા કરવાને ગયા હતો,

રામેશ્વર— તમે દીવસે મને તે ગામમાં જોયો હતો વારૂ.

ડાક્ટર—મને કંઇ યાદ નથી,

રામેશ્વર—તમે તે દીવસે કોઈ ઘાયલ માણુશને મલમ પટા કરયા હતા.

ડાક્ટર— હા મને યાદ આવે છે, કે મે તમારા જેવા જ કોઈ માણુસને મલમપટા કરયા હતા.

રામેશ્વર—તે હુંજ છું, સાહેબ માફ કરજો મારા મા ણુસોથી તમારૂ અપમાન થયું છે, તમે તે દીવસે મારો જાન બચાવ્યો હતો, તે હું ભુલી ગયો નથી, પણ હવે થી આટલી બધી મોડી રાતરે નીકળશો નહી,

ડાક્ટર—બહુ સારૂ હવેથી રાતરે બાહારજ નહીં જાવું. પણ તમારા સ્વભાવ ઉપરથી જોતાં તમે બહુ ભલા માણુસ દેખાવછો છતાં આ ધંધો શા માટે કરવો પડે છે તમે મને આજે જીવતદાન આપ્યું છે, તેનો બદલો હું તમને શી રીતે વાળી શકીશ

રામેશ્વર—ઉપગાર કરનાર ઉપર ઉપગાર કરવો, એ

કંઈ મોટી વાત નથી, તમે એકવાર મારા ઉપર નીસ્વાર્થ બુધ્ધીથી ઉપકાર કરી મને જીવતદાન આપ્યુ. હતું જેનો બદલો ઈશ્વરે વાળવાનો મને વખત આપ્યો, એમાં મેં કંઈ મોટું કામ કરયું નથી,

ડાકટર—તમારા સ્વભાવ ઉપરથી, મને એમ લાગે છે કે તમે કંઈ જનમથીજ આ ધંધો કરતા નહી હશો? તેમજ તમારી બોલવા ચાલવાની રીતભાત ઉપરથી મને એમ લાગે છે કે તમે કોઈ ઉચ જાતીમાં ઉત્પન્ન થયા હશો, માટે ખરી હકીકત કહેવામાં તમને કંઈ હરકત નહી, હોય તો મને કહો મારાથી તમારૂ કોઈ જાતનુ અહીત થવાનું નથી. કારણ તમે આજે મારો જાન બચાવ્યો છે;

રામેશ્વર—શુ, કહું મારો ઈતીહાસ બહુ લાબો છે મારે માથે દુઃખનો એક ડુંગર ઉગવો બાકી રહયો છે, જેથી આખરે કંટાળીને આ ધંધો કરછું આટલું કહીને તે પાલખી આગળ બેસી ગયો, અને એકદમ તે મોટેથી રડી પડયો.

## પ્રકરણ ૧૧ મુ.

### બાપ દીકરાનું ઓળખાણું.

ડાકટરે રામેશ્વરને સમઝાવીને છાનો રાખ્યો, અને કહયું શાંત થાઓ, ગભરાવ નહી, તમારી હકીગત કહો જો મારાથી તમારૂ દુઃખ દુર થાય એમ હશે, તો હું જરૂર તમને મદદ કરીશ ડાકટરનાં છેલ્લાં વાકય સાંભળી રામેશ્વરને પોતાની સ્ત્રી તથા ઈશ્વરલાલ યાદ આવ્યાં, જેથી તે પાછો રડવા લાગ્યો અને બોલ્યો ડાકટર સાહેબ, હું અશલ ભૃગુપુરના રહેનાર, અને જાતના બ્રાહ્મણ છું, ન્યાતની કઠંગી રૂઢીને આધીન થઈ મારા પીતાની ઉતરક્રીયામાં મારી પાસે જે કંઈ હતું ત સગાંવ્હાલાના કેવાથી, ખરચી નાખ્યું, તેમાં રહેવાનુ મકાન સુધાં વેચાઈ ગયું, જેથી મારે ભાડાના ઘરમાં રહેવું પડયું પરંતુ ગામમાં કંઈ ધંધો રોજગાર નહી મળવાથી હું તથા મારી સ્ત્રી તથા એક ઈશ્વરલાલ કરીને છોકરો એ ત્રણે જણાં ભૃગુપુરથી આવી જે વિનોદપુરમાં રહયાં, મેં નોકરીને માટે ઘણો પ્રયત્ન કીધો, પણ પરદેશી હોવાથી

મને ગામમાં કોઇએ નોકરી આપી નહી, જેથી હું ગામના કોટવાળ પાસે શીપાઇની નોકરી લેવાને ગયો, તેણે મને નોકરી નહી આપતાં ૫૦) રૂપીઆ આપવાના કહી, એક ચોરીનો ગુનો કબુલ કરવા કહયું, સ્ત્રી અને પુત્રને માટે મેં તે વાત કબુલ કરી, પણ ઘેર આવ્યા પછી સ્ત્રીને કહેતાં તેણે એ કામ કરવાની ના કહી જેથી હું રૂપીઆ પાછા આપવા ગયો પરંતુ કોટવાળે ખટપટ કરી મારા ઘરમાં મુદાનો માલ ગમે તે રસ્તે દાખલ કરાવ્યો, અને મને ત્રણ માસની સજા કરાવી; ત્રણ માસ વગર ગુને સજા ભોગવી ઘેર આવી ગરીબાઇથી રહેવા લાગ્યો, પણ એટલામાં પોલીશે મારા ઉપર, એક બીજુ ખુન કરવાનું તોહમત મુકી પકડયો, અને ખોટા પુરાવા ઉભા કરી માજીસ્ટ્રેટને ત્યાં કામ ચલાવ્યું, તેમાં મને પંદર વરસ દેશનીકાલની સજા થઈ, સ્ત્રી તથા પુત્ર કોણ જાણે કયાં રવડી ગયાં, પંદર વરસ પુરાં કરી હું પાછો આવ્યો અને ગામમાં તે બન્નેની શોધ કરી, પણ પતો લાગ્યો નહી, જેથી મરવાનો નિશ્ચે કરયો પણ મને પોલીસનું વેર યાદ આવ્યું, જેથી ગામમાં ગમે તેનુ લુટીને ખાવા લાગ્યો, અને આજ પાંચ વરસ થયાં એજ ધંધામાં પડયો, સેંકડો શીપાઇઓના નાક કાપી નાખ્યાં, અને સેંકડો શીપાઇ મારે હાથે તેમજ મારા સોબતીઓને હાથે મારયા ગયા છે. અને હવે મારે મારૂ જીવન આવીજ રીતે પુરૂ કરવાનું, બાકી રહ્યુ છે, એમ કહીને રામેશ્વરે એક મોટો નીશાસો નાખ્યો, ડાકટરે આ હકીકત સાંભળી પોતાના મન સંગાતે નકી કર્યું કે આજ મારો પીતા છે પણ વધારે ખાતરી કરવાને તેણે રામેશ્વરને પુછ્યું.

ડાકટર—તમે તમારા છોકરા, તથા સ્ત્રીને કેટલા વર્ષ થયા થયા છોડયા છે.

રામેશ્વર—લગભગ વિસવરસ થયા,

ડાકટર—હવે તે તમને મળતો ઓળખો ખરા કે?

રામેશ્વર—પુત્રને તો પાંચ વરસનો મુકયો હતો એટલે તે વખતે નહી ઓળખાય, પણ સ્ત્રીને તો ઓળખી શકું, પણ તે હવે કયાંથી મળે તે બીચારાં તો કોણ જાણે કયાં રવડી રઝળીને મુવાહશે, એમ કહીને પાછો રડવા લાગ્યો.

ડાકટર—ત્યારે તમારા છોકરાનું નામ ઇશ્વરલાલ અને તે છોકરાની માનુ નામ પાર્વતી કેમ, અને તમારૂં નામ રામેશ્વર ખરૂ કે નહિ.

રામેશ્વર—હા નામ તો એજ પણ તમે મારૂ તથા તેઓનું નામ કયાંથી જાણ્યું.

ડાકટર—હું તેઓ બન્ને જણાંને ઓળખુ છું, અને તેઓ હજુ હયાત છે.

રામેશ્વર -ડાકટર શાહેબ, તમે શું સાચી વાત કહોછો,

ડાકટર—હુ મારા જનોઇના સોગન ખાઈ કહુ છું કે તે હયાત છે, અને તમારો પુત્ર તો તમારી પાસેજ છ. એમ કહી ડાકટર રામેશ્વરને બાઝો પડયો, બન્ને જણાં થોડીવાર ખુબ રડયા, રામેશ્વર સાંત થયા, અને બોલ્યો શું તુંજ મારો, ઇશ્વરલાલ, હા પીતાજી, હુંજ તમારો પુત્ર ઇશ્વરલાલ અને મારા સાથે આપણે ઘેર ચાલો. એમ કહીને પોતે ડાકટર શીરીતે થયો, વિગેરે હકીગતથી રામેશ્વરને માહીતગાર, કરયો, રામેશ્વરે ઘેર જવાની ના પાડી, અને કહ્યુ મારા આવવાથી વખતે તમને દુઃખ થસે કારણ મારે પોલીસ સાથે વેર છે, ઇશ્વરલાલે કહયુ, તેની તમારે કશી ચીંતા કરવી નહી તમારૂ ગામમાં કોઈ નામ દઇશકનાર નથી, કારણ સઘળા અમલદારો, અને પોલીસ બધા મારા હાથ નીચે દબાઇ રહેલા છે, માટે તમને કે મને કોઇ જાતની કોઇનાથી ઇજા થઈ શકનાર નથી, રામેશ્વરે જાણ્યુ હવે ગયા વગર છુટકો નથી, જેથી તેણે એક શીશોડી વગાડી એટલે પચાસ પોણોસો માણસ ભેગુ થયુ, તેને પોતાના હથીયાર આપીદતાં બોલ્યો ભાઈઓ હવે હું મારે ઠેકાણે જાઉછુ, તમે પણ આજથી આ ધધો છોડી દેજો અને મેહેનત મજુરી કરીને ખાજો, કારણ આ ધંધામાં કશો માલ નથી. રામેશ્વરનો ઉપદેશ, સાંભળી તેના સઘળા સાથીઓએ પોતાના હથીયાર નદીમાં ફેકી દીધાં અને રામેશ્વરને રામ, રામ, કરી ચાલ્યા ગયા, અને રામેશ્વર ઇશ્વરલાલ સાથે ઘેર આવ્યો, અને સુખચેનથી દીવસ ગુજારવા લાગ્યો.

સમાપ્ત.